'યુવક'ની ભેટ-

# દેવદાસી

બંગીય વાર્તાસંગ્રહ

અનુવાદક

રામભાઈ પટેલ

: પ્રકાશક :

યુવક કાર્યાલય : અમદાવાદ.

યુવક ભેટ પુસ્તક

# દેવદાસી

બંગીય વાર્તાસંગ્રહ



અનુવાદક

રામભાઈ પટેલ



: યુવક કાર્યાલય :

૨૫૭૪, ભદ્ર

અમદાવાદ.

: શાખા :

આનંદભુવન બીજે માળે

પ્રીન્સેસ સ્ટ્રીટ

મુંબઈ—૨

# અનુવાદક તરફથી

———:૦:———

આ સંગ્રહમાં સંગ્રહાયેલી વાર્તાઓ પહેલી હરોળના મશહૂર બંગીય વાર્તાલેખકો ને લેખિકાઓની વાર્તાકૃતિના ઉત્તમ નમૂનાઓમાંથી પસંદ કરવામાં આવી છે. આશા છે કે યુવકના ગ્રાહકબંધુઓને એ ગમશે.

નવલકથા કે ટૂંકી વાર્તાઓની ખૂબી કેટલે અંશે વાચકને એ સમસંવેદિત કરી શકે છે એના ઉપર રહે છે. એની સફળતા એમાં ગૂંથવામાં આવેલા પ્રસંગો કે કથાવસ્તુમાં આલેખાયેલ લાગણીઓનો પડઘો વાંચનારાના દિલમાં કેટલા જોરથી પડે છે એમાં સમાયેલી છે. આ વાર્તાઓ એ કસોટીમાં અચ્છી રીતે પાર ઉતરશે એમ મને લાગે છે.

# દેવદાસી

## કથાનુક્રમ





૧

# મંદિર

નદીકાંઠે ગામમાં બે ઘર કુંભારનાં પણ હતાં. એ લોકો નદીમાંથી માટી લાવી ગોંદી કરીને એમાંથી માટીનાં પૂતળાં પૂતળી બનાવતાં ને હાટબજારે જઈ એ વેચી પેટગુજારો કરતા. બાપદાદાના વારાથી એ લોકો માટીની પૂતળીઓ બનાવતા આવ્યા હતા. એમાંથી જ એમનો દાણોપાણી ને લૂગડાં ચીંથરાં જોગું થઇ રહેતું. એમની સ્ત્રીઓ મરદોને માટી લાવી આપતી, ગાળોચૂંઓ કરતી, પાણી લાવતી, રસોઈપાણી કરતી ને છેવટે ઠરી ગયેલા રીંભાડામાંથી પાકી ગયેલી પૂતળીઓ બહાર કાઢી એના ઉપર વળગી રહેલી રાખોડી લૂછી કરી રંગવા માટે મરદોને તૈયાર કરી આપતી.

એ પ્રજાપતિ પરિવારમાં શક્તિનાથ પોતાનું સ્થાન જમાવવા આવી ચઢ્યો. રોગીલો, ક્ષીણ દેહી એ બ્રાહ્મણકુમાર એના ભાઈ ભાઇબંધો, ખેલવા કૂદવાનું ને વાંચવા પઢવાનું બધું કંગાળી

દઈને માટીની પૂતળીઓ બનાવનાર કારીગરોના રસાલા વચ્ચે આવી પડચો. એ કાદવે ખરડાયેલ વાંસની છરી ધોઈ આપતો, લીલામાંથી વધારાની માટીનો લોંદો હાથની આંગળીઓ વડે સફાઈથી છોલી કાઢતો અને ઉત્કંઠિત ને અસંતુષ્ટચિત્તે પૂતળીઓને રંગવાનું કામ જે અણઘડતાથી થતું તે જોઈ રહેતો. કારીગરો શાહી લઈને પૂતળીની આંખો, ભમરો, પાંપણો વગેરે ચીતરતા. એમાં કોઈ ભમર બીજીથી મોટી તો કોઈ વાંકી થઈ જતી તો કોઈ વળી અડધી જ ચીતરાઈ રહેતી. હોઠ ચીતરતાં વળી એકાદો કાળો લસરકો નીચે દાઢી ઉપર પણ લાગી જતો. શક્તિનાથ અધીરો થઈને પૂછતો, 'સરકાર દાદા, આમ ઢંગધડા વગરનું કેમ આંકો છો ?" કારીગર સરકાર દાદા નેહભરી આંખે હસીને જવાબ દેતા, "ડાકૂર સારું કરીને આંકવા જઈએ તો વધારે પૈસા બેસે. એ કોણ આપે કહો તો ? એક દોઢિયાની ઢીંગલી કંઈ ચાર દોઢિયે તો વેચાય નહિ ?"

૨

આ સીધીવાત કેટલીયે લમણાંફોડ કર્યા પછી યે શક્તિનાથ પૂરી સમજી શકતો નહિ. પૈસાની ઢીંગલી પૈસામાં જ વેચવાની; પછી એને અડધી ભમર હોય તોયે ભલું ને ન હોય તોયે ભલું. બેઉ આંખો સરખી ચીતરાય કે નહિ ચીતરાય તોયે એનો પૈસો તો એક જ આવવાનો ! તો પછી વગર ફોગટનો સારાં ચીતરામણમાં કોણ વખત બગાડે ? છોકરાં ઢીંગલી ખરીદશે, ઘડી બે ઘડી એને રમાડશે ગમાડશે, બેસારશે સુવરાવશે, શણગારશે ને આમ થોડા મનગમાડો કરીને ભાંગી ફોડી ઉસેડી દેવાનાં—એટલું જ ને ?

શક્તિનાથ ઘેરથી લૂગડામાં થોડા મમરા--પૌંઆ સવારે બાંધી લાવેલો તેમાંના ખાતાં વધેલા થોડા હજીય બાંધેલા પડ્યા છે. એ છોડીને તે શૂન્યમનસ્ક જેવો ચાવતો ને વેરતો એની ભાંગેલી તૂટેલી

ઝૂંપડીના આંગણામાં આવી પહોંચ્યો. ઘરમાં કોઈ નથી. ખખડી ગયેલા શરીરવાળો એનો ઘરડો બાપ જમીનદારને ઘેર ઠાકોરજીની પૂજા કરવા ગયો હતો. ત્યાંથી તે દેવતાના પ્રસાદમાંથી વધેલ દાળચાવલ, કેળાં, મૂળા વગેરે બાંધી લાવશે અને રાંધીને પોતાના છોકરાને ખવરાવશે. પોતે યે થોડું ખાશે. ઘરનું આંગણું પારિજાતક, મોગરો ને શેફાલીનાં ફૂલોના છોડોથી ભરપૂર હતું. તો યે ગૃહિણી વિનાનું એ ઘર ને આંગણું સર્વત્ર જંગલ જેવાં લાગતાં હતાં. ક્યાંયે વ્યવસ્થા નહિં, વાળઝૂડ નહિં. વૃદ્ધ બ્રાહ્મણ આમતેમ બેસઊઠ કરીને દા'ડા પૂરા કરતો.

શક્તિનાથ આવીને ફૂલો તોડતો, ડાળખાં ભાંગતો, પાંદડાં વેરતો અન્યમનસ્કચિત્તે આંગણામાં ફરવા લાગ્યો.

નિત સવારે શક્તિનાથ ઢીંગલીવાળા કુંભારોને ઘેર જાય. હવે તો તે ઢીંગલીઓને ચીતરામણ કરવાનો અધિકારી થયો છે. વૃદ્ધ સરકારદાદા વહાલ ને કાળજીપૂર્વક એને ગીંભાડામાંથી સારી જોઇને ઢીંગલી કાઢી આપે ને કહે " લો દાદા ઠાકૂર તમે ચીત્તર કરો." દાદા ઠાકૂર આખી વેળ બેસીને એક ઢીંગલીને ચીતરામણ કરી આપે. ચીતરામણ બહુ સુંદર થાય એમે બને; પણ એનું એક પૈસાથી કોઇ દિ' વધારે ઊપજતું નહિ. તોય ઘેર આવીને સરકારદાદા કહેતા, "બામણ ઠાકૂરે ચીતરેલી ઢીંગલીના તો બે પૈસા ઊપજ્યા." સાંભળીને શક્તિનાથનું હૈયું આનંદે છલકાઈ ઊઠતું.

## ૩

એ ગામના જમીનદાર કાયસ્થ નાતના હતા. દેવદેવી ઉપર એમની શ્રદ્ધા ને ભક્તિ ભારે હતાં. મદનમોહનની મૂર્તિ જમીનદાર કુટુંબની ગૃહદેવતા હતી. મદનમોહનની પડખે રાધાની સુવર્ણપ્રતીમા શોભતી હતી. ઊંચા મંદિરના રૌપ્યસિંહાસન ઉપર પધરાવેલાં મદનમોહન

અને રાધિકા જમીનદારના હૃદય પ્રતિષ્ઠિત દેવ દેવી હતાં. વૃન્દાવન લીલાનાં કેટલાંયે કુરુપ ચિત્રો મંદિરની દિવાલો ઉપર અંકિત થયેલાં હતાં! છત ઉપર કિનખાબનો ચંદરવો ઝૂલતો રહેતો. એના ઉપર કંઇ કંઇ ઝાડો ચીતરેલાં હતાં. એક ખૂણે ભડભડ બળતી વેદી ઉપર પૂજન-અર્ચાનાં વિધવિધ સાધનો ગોઠવેલાં રહેતાં અને નિતની નૈવેદ્યસામગ્રી જેવાં ચંદન અને પુષ્પોના થાળાથી મંદિરનો અંતરભાગ મિષ્ટ સુગંધે મઘમઘી રહેતો—સ્વર્ગ, સૌંદર્ય ને સુખની જાણે યાદ આપતો હોય તેમ. દેવપૂજાનાં પ્રથમ સાધનો જેવાં પુષ્પો ને ગંધની સુકોમલ સુરભિ હવાના અણુંઅણુંમાં વ્યાપૃત થઇને મંદિરના વાતાવરણને મઘમઘાટથી ભરપૂર કરી દેતી હતી.

૪

ઘણા દિવસો પહેલાની વાત છે. જમીનદાર રાજનારાયણ બાબુને વૃદ્ધાવસ્થાના ઉમરા ઉપર પગ મૂકતા માલમ પડયું કે આ જીવમની છાયા ધીમે ધીમે અષ્ટપષ્ટ થવા લાગી. હતી અને જે દિવસે એમને પહેલીવાર પોતાનો છેલ્લો દિવસ પાસે આવતો જણાયો તે દિવસે મંદિરને એક ખૂણે ઊભા રહી એમની અનુતાપદગ્ધ આંખો ભરાઈ આવી. એ દિવસની આ વાત છે. તે વખતે એમની એક માત્ર કન્યા અપર્ણા પાંચ વર્ષની બાલિકા હતી. પિતાના પગ પાસે ઊભી રહીને એકધ્યાનથી તે જોતી કે પૂજારી ભટ્ટાચાર્ય ચંદન લઈને પ્રતીમાને લગાડતો હતો, ફૂલ લઈને સિંહાસન ઉપર પાથરતો હતો અને એની મીઠી સુવાસ જાણે આશીર્વાદ આપતી હોય એ રીતે એને સ્પર્શ કરતી હતી. તે દિવસથી માંડીને પ્રતિદિન એ બાલિકા સાંજે પિતાની સાથે દેવની આરતિ જોવા આવતી, અને એ મંગલ ઉત્સવ તરફ તદ્રુપ ચિત્તે જોઈ રહેતી.

અપર્ણા મોટી થવા લાગી. હિંદુ કન્યાને ઈશ્વરનો ખ્યાલ જે રીતે હૃદયંગમ થાય છે તેવી રીતે આ કન્યાને પણ થવા લાગ્યું. અને

બાપના અત્યંત આદરનું સાધન જે આ મંદિર હતું એ મંદિર એનું પોતાનું પણ હૃદયસમું હતું. એનો અનુભવ એ એના પ્રત્યેક કાર્યમાં કરવા લાગી. આખો દિવસ તે એ મંદિરની આસપાસ જ ગાળતી અને એક સૂકું તણખલું કે કરમાયેલું ફૂલ પણ મંદિરમાં પડેલું તેનાથી સહન થતું નહિ. જરા પાણી ઢોળાતાં પણ તે વસ્ત્ર લઈને કાળજીપૂર્વક લૂછી નાંખતી. લોકો એમ માનતા કે રાજનારાયણ બાબુને દેવનિષ્ઠાનું ઘેલું લાગ્યું છે. પરંતુ અપર્ણાની દેવસેવાપરાયણતા તો પિતાની દેવનિષ્ઠાની હદ પણ વટાવી ગઈ હતી. જૂનાં ફૂલથાળમાં હવે ફૂલો માતાં નથી. બીજો મોટો થાળ આવ્યો છે. ચંદનનું જૂનું વાસણ પણ બદલાઈ ગયું છે. ભોગ નૈવેદ્યનું પ્રમાણ પણ અનેક ગણું વધી ગયું છે. એટલું જ નહિ પણ નિત નવી અને અનેક જાતની પૂજાની વ્યવસ્થા ને એની તૈયારીથી વૃદ્ધ પુરોહિત પણ અકળાઈ ઊઠતો હતો. જમીનદાર રાજનારાયણબાબુ આ બધું જોઈ સાંભળીને સ્નેહ ભર્યા પિતૃવાત્સલ્યથી બોલી ઊઠતા, " ઠાકુર મારા ઘરમાં પોતાની પૂજા માટે સાક્ષાત લક્ષ્મી ઊતરી છે—તમે કોઈ એમાં કશું જાણો સમજો નહિ. "

## ૫

યોગ્ય સમયે અપર્ણાનો વિવાહ થઈ ગયો. મંદિર તજીને હવે અન્યત્ર જવાનો એને વારો આવશે એ આશંકાથી એના મોં ઉપરનું હાસ્ય ઊડી ગયું. વિવાહ સમાપ્તિ થઈ ગઇ. તેને શ્વસુર ગૃહે જવાનો પ્રસંગ આવ્યો. આસમાન વીંધતી વીજળીને છાતીમાં સમાવતાં વર્ષાનાં કાળાં ઘોર વાદળ જેમ વિદ્ધ ગૌરવના ભારથી સ્થિર થઈ, અંતરિક્ષના શરીરમાં અખૂટ જલરાશિ ભર્યા ભાવે થંભી રહે છે તે જ રીતે નિશ્ચળ ચિત્તે અપર્ણાએ સાંભળ્યું કે જવાની ઘડી આવી પહોંચી હતી. બાપની પાસે જઇને તે બોલી, " બાપુજી, દેવ સેવાની વ્યવસ્થા જે મેં કરી છે, તેમાં વિક્ષેપ નહિ પડે એવું કરજો. " વૃદ્ધ પિતા

રોઈ પડયા—“ એટલું જ ને બેન, નહિ એ વ્યવસ્થા બિલકુલ નહિ બગડે.” અપર્ણા બોલ્યાચાલ્યા વગર ત્યાંથી ચાલી નીકળી. એને મા નહોતી, તે રોઈ પણ શકી નહિ; વૃદ્ધ પિતાની બંને આંખો ભરેલી હતી. અપર્ણા રોષ પણ શી રીતે કરે? રણે ચઢતો કોઈ યોધ્ધો જેમ પોતાના વ્યથિત ક્રૂંદનોન્મુખ વીરહૈયાને પૌરુષશુષ્ક હાસ્યમાં દબાવી દેતો ઉતાવળો ઉતાવળો ઘોડો પલાણી ચાલ્યો જાય તેમ અપર્ણા પણ ઉતાવળી પાલખીમાં ચઢી ગામ બહાર નીકળી ગઇ. પોતાનાં આંસુ લૂછવા જતાં એને ખ્યાલ આવ્યો કે પિતાનાં આંસુ લૂછાયા વિના રહી ગયાં. એનું ક્રૂંદનકુંઠિત હૈયું એ બદલ ભારે બળાપો અનુભવવા લાગ્યું. એવામાં વાટે પડતા કોઇ ગામના મંદિરમાંથી સંધ્યા સમયની આરતિનો ઘંટનાદ એને કાને પડયો. એજ આજન્મ પરિચિત ઘંટનો આહ્વાહનધ્વનિ જાણે એના કર્ણના મર્મને ભેદીને એના વિદ્ધહૃદયમાં નિરાશાનો હાહાકાર મચાવી રહ્યો. અપર્ણાએ એકદમ પાલખીના પરદા ઊઘાડી નાખ્યા ને સંધ્યાનાં અંધારાની ભીતરમાં ડોકાઈ ને જોવા લાગી. સન્મુખે ઊભેલ એક ઉત્તુંગ દેવદારના ઝાડની ટોચે એને પોતાના મંદિરના કળશની યાદ આપી. અપર્ણા ફફડી ઊઠી. એની આંખ એકદમ છૂટી ગઈ. આવેગભર્યાં એનાં ડૂસકાં સાંભળીને પિયેરથી એની સાથે આવેલી એક દાસી જે પાછળ જ ચાલતી હતી તે એકદમ પાસે જઇને કહેવા લાગી, “છિ; છિ; વહુ મા આમ રડયા કર્યે કેમ ચાલે? સાસરે જવાનું કોને ભાગ નથી આવતું?” બંને હાથે મોં ઢાંકી રડવું બંધ કરી અપર્ણાએ પાલખીના પરદા પાડી નાંખ્યા.

બરોબર એ જ વખતે મંદિરની અંદર ઊભાં ઊભાં પિતા રાજનારાયણ મદનમોહન દેવની નજીક લોબાનના ધૂમાડા વચ્ચે દેવ પ્રતીમાના અનિંદ્ય સુંદર સ્વરુપમાં જલભરી આંખે પ્રાણથી વહાલી દીકરીની શોભન મુખચ્છબિનાં કલ્પનાદર્શન કરી રહ્યા હતા.

૬

પતિગૃહે અપર્ણાનો પતિ પત્નીની બોલચાલમાં જરા પણ થડકાટ કે પ્રણયનો આવેગ ભાળી શકયો નહિ. નૂતન પ્રણયનો સ્નિગ્ધ સંકોચ, પ્રથમ મિલનની લજ્જાળુ ઉત્તેજના વગેરે કશું જ એનાં શોકાકલાન્ત મ્લાન નયનોમાં પહેલાંની આનંદ–દીપ્તિ લાવી શકયાં નહિ. શરુથી જ પતિ–પત્ની જાણે પરસ્પર કોઈ દુર્બોધ અપરાધના અપરાધી હોય એવો ભાવ અનુભવવા લાગ્યાં. અને એમાંથી ઝરતી ક્ષુબ્ધ વેદના, પૂરભરી ઊછળતી નદી જેમ કિનારા ઝબકોળી નાખતી વહેતી હોય એમ અલંઘ્ય હૃદય સરીત્‌કિનારાનું નિર્માણ કરતી વહેવા લાગી.

એક દિવસ ભરી રાત્રે સ્વામી અમરનાથ ધીમે સાદે બોલ્યો, " અપર્ણા, તને અહિં રહેવું નથી ગમતું ? "

અપર્ણા જાગતી જ પડી હતી. એ બોલી, " ના. "

" બાપને ઘેર જવું છે ? " સ્વામીએ કહ્યું.

" જવું છે. " અપર્ણા બોલી.

" કાલે જવાની ઇચ્છા છે ? "

" હા. " શુષ્કભાવે અર્પણા બોલી.

સ્વામી જવાબ સાંભળી અવાક્ થઈ ગયો. થોડીવાર મૂંગો રહ્યો પછી બોલ્યો, " અને જવાનું નહિ બને તો ? " અપર્ણાએ કહ્યું, " તો જેમ છું તેમ રહીશ. " ફરી બંને જણ થોડી વાર બોલ્યા-ચાલ્યા વિના પડી રહ્યાં. પછી અમરનાથે બૂમ પાડી, " અપર્ણા ? " અન્યમનસ્કભાવે અપર્ણાએ જવાબ દીધો, " કેમ ? "

" મારું તને કંઇ કામ નથી ? " અપર્ણા શરીરનું ઉપરણું બરોબર સંકોરી મોઢે માથે ઓઢી દેતી બોલી, " એવી વાતમાં ઝઘડો થાય. એવું બધું તમે બોલશો નહિ. "

" ઝઘડો થાય એ તને શી રીતે ખબર પડી ? "

" હું જાણું છું. બરાબર જાણું છું. મારા પિયેરમાં મોટા ભાઈ ભાભી સાથે આવી વાતો કાઢીને જ રોજ ઊઠીને ઝઘડે બાઝે છે. મને કજીઓ–કંકાસ નથી ગમતાં. "

સાંભળી અમરનાથ ઉશ્કેરાઈ ગયો. જાણે તે આટલા દિવસ સુધી મુદ્દો શોધવા જ અંધારામાં નકામાં ઝાવાં મારી રહ્યો હતો. આજે એ વાત જાણે એને અચાનક હાથવગી થઈ પડી. તે બોલી ઊઠયો, " આવ, અપર્ણા આપણે ય ઝઘડો કરીએ. આમ એકલભાવે સાથે રહેવા કરતાં કલહ–કજીઓ કયાંયે સારો. " સ્થિરભાવે અપર્ણા બોલી, " છી, છી, ઝઘડો શું કામ કરીએ ? તમે સૂઈ જાવ. "

તે પછી અપર્ણા જાગેલી રહી કે ઊંઘી ગઈ એ વાતની આખી રાત જાગતા પડી રહેવા છતાં અમરનાથને ગમ પડી નહિ.

રોજ સવારે ઊઠયા પછી અપર્ણા આખો દિવસ કામકાજમાં કે જપતપમાં ગાળતી. જરા જેટલો રંગરસ માણવાની કે શૃંગાર સજવાની એનામાં સ્પૃહા સરખીયે નહોતી જાગતી. એ જોઈને એની સમવયસ્ક નણંદો કે દેરાણીઓ કંઈ કેટલું ય બોલતી. ' ગોંસાઈ ઠાકૂર ' કહીને નણંદો એના ઠઠ્ઠા કરતી તો પણ અપર્ણા એમનાં રંગે પોતાનાં પીછાં રંગી શકી નહિ; એના મનમાં એમ થવા લાગ્યું કે તે અહિં નકામા દિવસો વીતાવી રહી હતી. કોઈ અલક્ષ્ય, અમોઘ આકર્ષણથી એનું પ્રત્યેક શોણિતબિંદુ, પિતૃપ્રસ્થાપિત મંદિરની મનોમોહિની પ્રતીમા તરફ ખેંચાતું. સાગરનો જલરાશિ પૂર્ણચંદ્ર તરફ ભરતીને હેલે ચઢીને ધસે એમ એના હૃદયસાગરની ઊર્મિઓમાં ભરતીનાં આંદોલનો ઊઠતાં અને પછડાઈ પછડાઈને પાછાં પડતાં. એને એ શી રીતે દબાવે ? ઘરકામમાં કે નાના મધુરા હાસ્યવિનોદમાં ચિત્ત પરોવીને ? એનું ક્ષુબ્ધ, અસ્વસ્થ ચિત્ત ભ્રાન્તિનાં વમળવર્તુળોમાં આપોઆપ જ

અછેટાયા કરતું હતું. એને સ્વામીના આદરસ્નેહદ્વારા કે સ્નેહીઓનાં મધુર વચનોથી એ શી રીતે રોકી શકે? અને એ પોતે પણ શી રીતે સમજી શકે કે દેવસેવાદ્વારા નારીત્વની સઘળી કર્તવ્યભૂમિનો વિસ્તાર સર નથી થતો?

૭

અમરનાથ અપર્ણાને સમજી શક્યો નહિ. એક દિવસ તે એક મૂલ્યવાન ભેટ લઇને પત્ની પાસે ગયો. નવદશ વાગવાનો સમય. સ્નાન કરીને અપર્ણા પૂજા કરવા જતી હતી. પોતાનો સ્વર બને તેટલો સ્નેહ મધુર કરીને અમર બોલ્યો, "અપર્ણા, તારે વાસ્તે એક ભેટ લઇ આવ્યો છું. કૃપા કરી એનો સ્વીકાર કરીશ કે?" અપર્ણા હસીને બોલી, "લઇશ જ સ્તો કેમ નહિ લઉં?" અમરનાથને આકાશનો ચંદ્રમા હાથમાં આવ્યો હોય એવો આનંદ થયો. ખુશ દિલે એ તો એક ફૅન્સી પેટીમાં મૂકેલ ફૅન્સી રૂમાલમાં બાંધેલી ફૅન્સી પેટી ખોલવા લાગ્યો. ઢાંકણ ઉપર સોનેરી અક્ષરે અપર્ણાનું નામ લખ્યું હતું. હવે અપર્ણાનું આનંદોજ્જ્વળ મુખ જોવા એણે એના તરફ નજર તાકી. પણ એણે તો કાચની બનાવટી આંખવાળો માણસ જે રીતે નજર ફેંકતો હોય છે તે રીતે અપર્ણાને પોતા તરફ જોતી જોઇને એનો સમસ્ત ઉત્સાહ નિમેષ માત્રમાં ઓસરી ગયો. અને અર્થહીન એક શુષ્ક હાસ્યમાં પોતાની ગ્લાનિને છુપાવતો હોય તેમ એ થોડું હસ્યો. અત્યંત લજવાઇ ગયા છતાં એ તો પેટીમાથી અત્તરની શીશીઓ અને બીજાં અનેક ફૅન્સી વાનાં કાઢવા લાગ્યો. અપર્ણા એને એકદમ અટકાવી દેતી બોલી, "આ બધું શું મારે વાસ્તે લાવ્યા છો કે?" "હા, એ બધું તારે માટે જ લાવ્યો છું. કેટલી બધી દિલખુશ ચીજો છે?" અપર્ણાએ પૂછ્યું, "આ પેટી પણ મારે માટે જ છે કે?"

"હાસ્તો!"

"તો પછી આ બધું નકામા બહાર શું કામ કાઢો છો પેટીમાં જ છોને પડયું રહેતું ?"

"તો ભલે રહેતું. પણ તું એનો ઉપયોગ કરીશ ને ?"

સાંભળી અપર્ણાના ભવાં એકદમ સંકોચાઈ ગયાં. સમસ્ત દુનિયાં સાથે જંગે ચઢેલ અનેક ઘાથી ઘાયલ થઈ વૈરાગ્ય પૂર્વક શાંત પડી રહેલ એનાં હ્રદયને આ સહસા ઉચ્ચારાયેલી સ્નેહવાણીએ કઠોરતાનો જાણે આઘાત કર્યો. ઉશ્કેરાટપૂર્વક પ્રત્યાઘાત કરતી હોય તેમ તે બોલી ઊઠી, "એને હું બગાડીશ નહિ, રાખી જાવ. મારા શિવાય બીજાં ઘણાં એનો ઉપયોગ કરવાનું જાણે છે." અને જવાબની જરા પણ તમા ન હોય તેમ બોલતીકને પૂજાના ઓરડામાં દાખલ થઈ ગઈ. અને અમરનાથ,–તે તરછોડાયેલ ભેટના ઉપર વિહ્વલ થયેલાની માફક હાથ મૂકીને એ જ રીતે બેસી રહ્યો. પછી તે પોતાને અબોધ માનીને મનમાં મનમાં તીરસ્કારવા લાગ્યો. ઘણીવારે એક ઊંડો નિસાસો નાખીને તે બોલ્યો,–"અપર્ણા, પાષાણી." એની આંખમાં પાણી ભરાઈ આવ્યાં;–ત્યાં જ બેસી ને પછી તેણે અશ્રુભરી આંખ લોઈ નાખી. અપર્ણાએ જો એને સ્પષ્ટ ને સીધા શબ્દોમાં તીરસ્કાર્યો હોત તો વાત જુદી હતી. એણે એનો તીરસ્કાર ન્હોતો કર્યો પરંતુ તીરસ્કાર ન કરવા છતાં તીરસ્કાર કરવાની બધી ઝાળ એને શરીરે એણે લગાડી હતી. એનો પ્રતીકાર શી રીતે થઇ શકે ? અપર્ણાને એના પૂજા ઘરમાંથી ખેંચી લાવીને તેની નજર સામે તેણે ઉવેખેલ ભેટની વસ્તુઓના પોતે લાડી મારીને ચૂરેચૂરા કરી નાખી બધાં સમક્ષ ભયંકર પ્રતિજ્ઞા કરે કે "હું હવેથી તારું મોઢુ જોવાનો નથી ?" એમ થાય તો અપર્ણા શું કરે. શું બોલે, કયાં ભાગી જાય, અથવા એમે બને કે તે સન્યાસિની પણ થઈ જાય અને એના કોઈ દારુણ દુ:ખભર્યા દિવસે પોતે અકસ્માત્ એની સમક્ષ હાજર થઈને એની રક્ષા કરે. એવા એવા વિચાર એને આવવા

લાગ્યા. એ બેઠો હતો એમ જ બેસી રહ્યો ને એજ સ્થિતિમાં એનાં નયનમાંથી આંસુધારા વરસી પડી.

૯

આ વાત બન્યાને બે દિવસ ને બે રાત થઈ ગયાં. અમરનાથ પત્નીના ઓરડામાં સૂવા આવતો નથી. માને ખબર પડતાં વહુને થોડી ધધડાવી; દીકરાને બોલાવીને થોડી સમજણ પાડી. મોટી નણંદે આ વાતને થોડી મજાકનો રંગ આપ્યો ને એ રીતે સાતપાંચ થતી થતી વાત વીસારે પડી. રાત્રે અપર્ણાએ પતિની માફી માગી. "મેં આપને દુભવ્યા હોય તો મને માફ કરો." અમરનાથ કશું બોલી શક્યો નહિ. પથારીને એક છેડે બેઠો બેઠો એ બિછાના ઉપર પાથરેલી ચાદરના છેડા ઉપર હાથ ઘસતો બેસી રહ્યો. "એની સન્મુખ અપર્ણા ઊભી. એના વદન ઉપર મ્લાન હાસ્ય હતું. એ બોલી, "મને માફી નહિ આપો ?" મસ્તક ઢાળી અમરનાથે કહ્યું, "માફી શેને વાસ્તે ? માફ કરવાનો મને અધિકાર છે ખરો ?" વાત સાંભળી પતિના બંને હાથ પોતાના હાથમાં લઈને અપર્ણા બોલી, "એવી વાત બોલશો નહિ. તમે સ્વામી છો. તમે ગુસ્સો કરી રહો તો મારું કેમ ચાલે ? તમે માફ નહિ કરો તો મને ઊભા રહેવાનું ઠામઠેકાણું ય ક્યાં મળે એમ છે ? શા માટે ગુસ્સો રાખી રહ્યા છો બોલો ?" આર્દ્ર સ્વરે અમરનાથે કહ્યું, "ગુસ્સો તો નથી કર્યો ?"

"ગુસ્સો નથી કર્યો ?"

"ના."

અપર્ણાને કજીઓ ગમતો નહિ. સ્વામીના બોલવામાં એને વિશ્વાસ ન્હોતો બેસતો છતાં બેસાડ્યો. એણે કહ્યું, "તો બહુ સારું." એ પછી નિતાન્ત નિર્ભાવનાભરી અબોલ અબોધ શી એ પથારીની એક ધારે રાત બધી પડી રહી.

પણ અમરનાથને ભારે નવાઈ લાગી. બીજી બાજુ મોં ફેરવીને તે પડ્યો પડ્યો અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો કે પોતાની વાતમાં એની પત્નીને શી રીતે વિશ્વાસ બેઠો હતો ? કારણ કે તે બે દિવસ એને પડખે ચઢ્યો નહોતો, એની સાથે બોલ્યો ન્હોતો અને છતાં પણ જ્યારે એણે કહ્યું કે પોતે ગુસ્સે થયો નથી એ વાત કંઈ વિશ્વાસ કરવા યોગ્ય લેખાય ? આવડું મોટું તોફાન આટલું જલદી શમી જઇ બધું ફોગટ થઇ ગયું ? પણ જ્યારે એને ખબર પડી કે અપર્ણા સાચે-સાચ ઊંઘવા પડી હતી ત્યારે તે એકદમ પથારીમાં બેઠો થઈ ગયો. અને દ્વિધાશૂન્ય મને એકદમ બૂમ પાડી ઊઠ્યો,–" એ અપર્ણા, તું શું ઊંઘે છે ? એ અપર્ણા ! "

અપર્ણા ઝબકીને જાગી ઊઠી, પછી બોલી, "બૂમ પાડી'તી ?"

" હા, કાલે હું કલકત્તા જાઉં છું. "

" કેમ, એ વાત પહેલાં તો કોઇવાર કરી ન્હોતી ! તમારી કૉલેજમાં આટલી જલ્દી રજા પૂરી થઈ ગઈ ? હજી ય બે પાંચ દિ' રહેવાય એવું નથી ?"

" ના હવે રહેવાય એવું નથી. " કંઈક વિચાર કરીને અપર્ણા બોલી, " તમે મારા ઉપર ગુસ્સે થઇને ચાલ્યા જાવ છો ?" અપર્ણાની વાત સા'વ સાચી હતી તે અમરનાથ સારી પેઠે જાણતો હતો. પણ વાત તે કબૂલી શક્યો નહિ. સંકોચે જાણે એના હોઠ ઉપર સવાર થઈને એને જકડી લીધા હતા. સ્વામિત્વનું જે તેજ એ પોતાના સ્વાભાવિક અધિકારમાંથી પામ્યો હતો એ બધું જ આ ચારપાંચ મહિનામાં અપર્ણાએ ધીમે ધીમે એનામાંથી હરી લીધું હોય એમ એને લાગ્યું. ક્રોધ પ્રગટ કરવાનું કયું સાહસ એનામાં બાકી રહ્યું હતું ? ફરી અપર્ણા બોલી, " ક્રોધ કરીને ક્યાંયે જશો નહિ. એથી મારા મનમાં ભારે વ્યથા જાગશે. " અમરનાથે સાચીજૂઠી જે વાત

એનું સાંભળીને કહી તેનો અર્થ એટલો જ હતો કે એણે ગુસ્સો કર્યો ન્હોતો અને એમી સાબાતી તરીકે તે બીજા બે દિવસ રહી જશે.

૯

ધોધવાર વરસાદમાં એક સગવડ હોય છે; એનાથી આકાશ સ્વચ્છ નિર્વાદલ બની જાય છે. પણ ટીપ ટીપ વરસાદથી વાદળાં સાફ થતાં નથી. માત્ર પગ નીચે કાદવ બાઝે છે ને ચારે બાજુ નિરાનન્દમય ઘેરું વિષાદી વાતાવરણ જામી રહે છે. અમરનાથ ઘેરથી જે કાદવ પગે વળગાડી લાવ્યો હતો તેને લોહી લૂછી નાખવાનું સાધન કલકત્તા જેવા મોટા નગરમાં પણ એને મળ્યું નહિ. લખવા વાંચવામાં એનું દિલ ચોંટતું નથી—નથી આનંદ ઉલ્લાસો કરવામાં દિલ ગોઠતું. ગમગીન હૈયામાં કલકત્તામાં પણ ગમો પેદા થઈ શકતો નથી–નથી ઘેર પાછા જવાનું પણ લગીરે દિલ. પોતાની છાતી ઉપર ભીષણ યંત્રણાનો ભાર જાણે વળગી રહ્યો હતો અને એને હડસેલી કાઢવા માટે પાંસળીઓ અંદરથી વૃથા ઠેકા ઠેકી કરતી હોય એવું લાગતું હતું.

આવી અંતર્વેદના સાથે એક દિવસ તે માંદો પડી ગયો. ખબર મળતાં જ માબાપ કલકત્તા દોડી ગયાં. પણ અપર્ણાને સાથે લઇ ગયાં નહિ. અમરનાથે પણ એને નહિ લાવશે એવી આશા ન્હોતી રાખી, છતાં કશું બોલ્યો નહિ. માંદગી રોજરોજ વધતી ચાલી. એ વખતે સ્વાભાવિક રીતે જ અપર્ણાને જોવા મળવાની એને ઇચ્છા થઈ. પણ મોં ફાડીને બોલવાની એની હામ ન ચાલી; માબાપે એ વિશે કંઈ સમજ્યાં કર્યાં નહિ. એ સમજ્યાં માત્ર દવાદારુ અને વૈદદાક્તરમાં! પણ એમના હાથમાંથી તો છેવટે અમરનાથે છૂટકારો મેળવ્યો—એક દિવસ એણે દેહત્યાગ કર્યો.

વિધવા થતાં અન્નપૂર્ણા દિઙ્મૂઢ જેવી બની ગઈ. આખું શરીર જાણે તૂટી જતું હોય એવું એને લાગ્યું. એની પોતાની ઇચ્છાનું જ એ ફળ નહોતું? પતિ પાસેથી છૂટકારો મેળવવા આટલા દિવસથી તે નહોતી ઝંખતી? અંતર્યામીએ એની એ કામના પૂર્ણ કરી હતી. બહારથી એના વૃદ્ધ પિતાનું ચિત્કાર કરતું આક્રંદ એને સંભળાયું. એ સ્વપ્ન તો નહોતી જોતી? બારી ઊઘાડી બહાર ડોકાઈને એણે જોયું તો ખરેખર રાજનારાયણ બાબુ ધૂળમાં આળોટતા ભયંકર આક્રંદ કરી રહ્યા હતા. પિતાને જોતાં તે પોતે પણ ભોંય ઉપર ઢળી પડી. આંસુની પુનિત ગંગા ભોંય ભીંજાવી રહી.

સાંજ પડવા આવી હતી. ઓરડામાં પિતાએ આવીને અપર્ણાને છાતી સરસી લઈ કહ્યું–'મા! અપર્ણા!'

રોતી રોતી અપર્ણા બોલી: 'બાપુજી?'

"તારા મદમોહન તને મંદિરે બોલાવે છે મા?

"ચાલો જઈએ બાપુજી."

"ત્યાં તારું બધું કામ પડી રહ્યું છે."

"ચાલો બાપુજી ઘેર જઈએ."

"ચાલ મા, ચાલ." વહાલથી પિતાએ પુત્રીને માથે હાથ મૂક્યો. છાતી સરસી ચાંપીને જાણે એનું સમસ્ત દુઃખ હરી લીધું.

બીજે દિવસે પિતાપુત્રી ઘેર આવી પહોંચ્યાં. આંગળી ચીંધી મંદિર બતાવી પિતાએ કહ્યું, "મા, એ તારું મંદિર. એ તારા મદન-મોહન." અલંકાર વિનાની અપર્ણા વિધવાના વેશમાં જુદી જ દેખાતી હતી. સાદો વેશને રૂક્ષ કેશ એને ઓર રીતે શોભાવતા હતા. એણે એના પિતાની વાતસાચી માની હતી. દેવની બોલાવેલી એ આવી હતી એમ એને લાગ્યું. તેથી જ ઠાકુર દેવતાના મુખ ઉપર આટલી પ્રસન્નતા હતી;

મંદિરમાં તેથી જ આટલી સુગંધશોભા વધી ગઇ હતી! પોતે વસ્તીની સપાટીથી કેટલીયે ઉચ્ચ ભૂમિકા ઉપર અધિષ્ઠિત હતી એવું એના મનમાં થવા લાગ્યું.

જે સ્વામીએ મરીને પોતાને આટલી ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરાવી હતી તે મૃત પતિને અપર્ણાએ અનેક અંજલિથી વધાવ્યો ને એના આત્માને અંતરથી શાંતિ પ્રાર્થી.

## ૧૦

શક્તિનાથ ઠાકૂરમૂર્તિ ઘડવામાં પડ્યો હતો. પૂજા કરવાના કરતાં ઠાકૂરમૂર્તિ ઘડવામાં તેને અદકો આનંદ આવતો હતો. કેવું રૂપ, કેવું નાક, આંખ, કાન અને એને કેવો રંગ માફક આવશે એ વસ્તુ જ એની વિચારણાનો વિષય હતી. કેવી રીતે એની પૂજા કરવી, કયો મંત્ર ભણવો વગેરે નાની વાતો પ્રત્યે એનું ચિત્ત બેસતું નહોતું. દેવતા સાથેના સંબંધમાં એણે પોતાને સેવકને બદલે પિતાનું સ્થાન અર્પણ કર્યું હતું. એના બાપે એને કહ્યું; "શક્તિનાથ, આજે મને તાવ ચઢ્યો છે. જમીનદારને ઘરે જઇને ઠાકૂરપૂજા કરી આવ." શક્તિનાથે કહ્યું; "હમણાં હું મૂર્તિ ઘડું છું–" વૃદ્ધ બાપે ક્રોધ કરતાં કહ્યું; "છોકરવેડા હવે રહેવા દે ભાઈ. કામ પતાવી આવ." પૂજાના મંત્ર ભણવાની એને ઇચ્છા નહોતી.–તો પણ જવું પડ્યું. બાપની આજ્ઞા પ્રમાણે સ્નાન કરી, ચાદર ને ટુવાલ ખભે વીંટી તે દેવમંદિરે પહોંચ્યો. આ પહેલાં પણ તે કોઈ કોઇવાર દેવમંદિરમાં પૂજા કરાવવા આવ્યો હતો. પણ આજના જેવી ધમાલ કોઈ વાર એણે જોઈ નહોતી. આટલાં બધાં ફૂલોનો ગંજ, ધૂપના ધુમાડાનો આડંબર, ખાદ્ય અને નૈવેદ્ય વસ્તુઓનો આટલો મોટો ખડકલો! તે ભારે વિમાસણમાં પડી ગયો. આટલી બધી વસ્તુઓ લઇને એ શું કરશે? કેવી રીતે ને કોની પૂજા કરશે? સૌથી વધારે તો તે

અપર્ણાને જોઈને ભારે નવાઈ પામ્યો. એ કોણ ? એ ક્યાંથી આવી પહોંચી હતી ? આટલા દિવસ ક્યાં હતી ? અપર્ણાએ એને જોઈને પૂછ્યું; "તમે કોણ છો ? ભટ્ટાચાર્ય મહાશયના દીકરા કે ?" "હા." શક્તિનાથે ટૂંકો જ જવાબ આપ્યો. "તો હાથપગ ધોઇ પૂજા કરવા બેસો." પૂજા કરાવતાં શક્તિનાથ કેટલુંયે ભૂલી ગયો. એકે મંત્ર એની જીભે ચઢતો નહોતો. મંત્ર ભણવા તરફ એનું મન નહોતું; શ્રદ્ધા યે નહોતી. એ તો માત્ર વિચારતો હતો–"એ કોણ હતી ? એ રૂપવતી કન્યા કોને માટે બેસી રહી હતી.?" વિચારવમળમાં પૂજાની વિધિ અવળીસવળી થવા લાગી. ક્યારે ઘંટડી વગાડવી, ક્યારે ફૂલ વધાવવાં, ક્યારે નૈવેદ્ય વસ્તુ ઉપર જલછંટકાવ કરવો વગેરે જાણે નવો પૂજારી ભૂલી ગયો હતો. કડક પરીક્ષકની માફક પાછળ બેઠી અન્નપૂર્ણા બધું સમજી ગઈ હતી. રોજ જોઇ જોઈને એ પૂજા વિધિ જાણતી થઇ હતી. એને શક્તિનાથ શી રીતે છેતરી જવાનો હતો? પૂજાને અંતે કડક સ્વરે અપર્ણાએ કહ્યું; "તમે બ્રાહ્મણપુત્ર છો; છતાં પૂજા કરાવતાં નથી આવડતી ?" "આવડે છે." શક્તિનાથે જવાબ આપ્યો. "ધૂળ આવડે છે." અપર્ણાએ રોષ મિશ્રિત સૂરે કહ્યું. ગભરાયેલે ચહેરે શક્તિનાથ અપર્ણા સામું જોઇ બહાર જવા તૈયાર થયો. અપર્ણાએ એને પાછો બોલાવ્યો ને કહ્યું; "ઠાકૂર આ બધું બાંધી લઈ જાવ. પણ કાલે હવે આવશો નહિ. તમારા પિતા સારા થશે એટલે આવશે." અપર્ણાએ જાતે જ એની ચાદરમાં બધું બાંધી આપ્યું. મંદિર બહાર આવીને શક્તિનાથ ભયથી કંપી ઊઠ્યો.

## ૧૧

એક મહિનો વહી ગયો. આચાર્ય જદુનાથ, જમીનદાર રાજનારાયણ બાબુને સમજાવીને કહે છે–"આપ તો બધું જાણો છો. મોટા મંદિરની એવડી પૂજા મધુ ભટ્ટાચાર્યના છોકરાથી થઇ શકે

એવું નથી." રાજનારાયણ બાબુ વાતને ટેકો આપતાં બોલ્યા, "ઘણી વાર અપર્ણાએ પણ એમ જ કહ્યું હતું." ગંભીર મોં કરીને આચાર્યે કહ્યું; "તદ્દન સાચી વાત છે. મા તો સાક્ષાત્ લક્ષ્મી સ્વરુપ છે. એને કોઈ વાત અજાણી હોય ખરી?" રાજનારાયણ બાબુ પણ એમ જ માનતા હતા. આચાર્ય વળી કહેવા લાગ્યા; "પૂજા હું કરું કે બીજો ગમે તે કરે. સારૂં માણુસ જોઈએ. મધુ ભટ્ટાચાર્ય જીવ્યા એટલા દિ' એમણે જ પૂજા કરાવી છે. હવે એના દીકરાને જ પુરોહિતપદ આપવું યોગ્ય છે પણ એ, માણુસમાં ક્યાં રહ્યો છે? મૂર્તિ ઘડે છે, ચિતરામણ કરે છે–પૂજા વિધિનું એને ભાન ક્યાં છે?" રાજનારાયણ બાબુએ સંમતિ આપતું કહ્યું; "તો આપ હવેથી પૂજા કરાવો. પણ એક વાર અપર્ણાને પૂછી જોઉં."

બાપે જ્યારે અપર્ણાને વાત કરી ત્યારે માથું ધુણાવી અપર્ણાએ કહ્યું; "એવું કંઈ થાય ખરૂં? બામણનો દીકરો નિરાશ્રય, નિરાધાર છે. હાંકી કાઢીશું તો એ જશે ક્યાં? આવડે એવી પૂજા કરાવશે. ઠાકુર દેવતા એટલાથી પણ સંતુષ્ટ થશે." દીકરીની વાત પિતાએ કબૂલ રાખી. "મેં એ બધો ખ્યાલ કર્યો નહોતો મા. મંદિર તારૂં છે, પૂજા તારી છે. તને જેમ ગમે તેમ કર. જે ઠીક લાગે તેને પૂજાનો ભાર સોંપ." અપર્ણાએ શક્તિનાથને બોલાવી પૂજાની કામગીરી સોંપી. અપર્ણા એને વઢી ત્યાર પછી તે એ તરફ ફરક્યો નહોતો. તે દરમ્યાન એના બાપનું મૃત્યું નીપજ્યું. એ પોતે પણ માંદો સાજો રહેતો હતો. એના સૂકાઈ ગયેલા મોઢા પર રોગશોકનાં બધાં ચિન્હો વરતાતાં હતાં. અપર્ણાને એના તરફ મમતા થઈ આવી.

મૃદુ સ્વરે એણે કહ્યું; "તમે પૂજા કરાવજો. જેવી આવડે તેવી. જેવા તેવાથી ય ઠાકૂર તૃપ્ત થશે." મમતાભરી વાણી સાંભળી શક્તિનાથને હિંમત આવી. સાવધાન થઈને મન પરોવી એ પૂજા કરાવવા બેઠો. પૂજા ખતમ થતાં અપર્ણાએ પોતાને હાથે એ જેટલું

ખાઈ શકે એટલું બાંધી આપતાં કહ્યું; " સરસ પૂજા કરાવી બામણ ઠાકૂર. તમે જાતે જ રાંધી જમો છો કે ?" " કોઇ દિવસ રાંધું છું. કોઈ દિ,' તાવ આવે તો રાંધ્યા વગર પડી રહું છું. "

" તે તમારે કોઈ સગુંવહાલું નથી ?"

" ના. "

શક્તિનાથ ચાલ્યો ગયા પછી અપર્ણા એના તરફ માયા ભરી નજર ફેંકી બોલી; " આહ !" દેવપ્રતીમા નજીક આવીને શક્તિનાથ માટે પ્રાર્થના કરતાં બોલી; " ઠાકૂર. એની પૂજાથી તમે સંતોષ માનજો. છોકરવાદનો વાંકગૂનો ધ્યાનમાં નહિ લેશો. "

તે દિવસથી અપર્ણા પોતાની દાસી મારફત શક્તિનાથની રોજ ખબરઅંતર કઢાવતી ને તે શું ખાતોપીતો હતો, શું કરતો હતો ને એને શી શી વસ્તુની જરૂર હતી તેનો ખ્યાલ રાખતી. નિરાશ્રય બ્રાહ્મણકુમારને એની જાણ બહાર અપર્ણાએ આશ્રય આપ્યો ને એનો બધો ભાર પોતાને માથે ઉપાડી લીધો. તે દિવસથી એ બંને કિશોર કિશોરી પોતાની ભૂલભ્રાન્તિ અને ભક્તિસ્નેહને એકરૂપ બનાવી મંદિરને પોતાનો આશ્રય માની જીવનનો બાકીનો સમય પસાર કરવા લાગ્યાં. શક્તિનાથ પૂજા કરતો, અપર્ણા એને બતાવતી. શક્તિનાથ મંત્રોચ્ચાર કરતો, અપર્ણા એનો અર્થ મનમાં મનમાં દેવતાને સમજાવી દેતી. નૈવેદ માટે શકિતનાથ ફૂલ પાંદડાં હાથમાં ઝાલતો, અપર્ણા આંગળી વતી એને બતાવીને બોલતી, " બામણ ઠાકૂર, આજે આ રીતે સિંહાસનને શણગારો જોઇએ, ઘણું સારૂં લાગશે. " આ રીતે એ વિશાળ મંદિરનું વિશાળ કામકાજ આટોપાતું. એ બધું જોઈ સાંભળી આચાર્ય કહેવા લાગ્યા, " છોકરરમત ચાલે છે. " વૃદ્ધ રાજનારાયણ કહેતા, " ગમે

તેમ હોય, છોકરી બિચારી પોતાની વૈધવ્યદશા ભૂલી જાય એટલે જગ જીત્યા."

## ૧૨

થિયેટરમાં રૂપેરી પડદા ઉપર જેમ પહાડ, પર્વત, વરસાદ, વાવાઝોડાં આવે અને ક્ષણમાત્રમાં એ બધું અલોપ થઈ મોટા રાજ-મહેલ ખડા થઇ જાય અને પ્રેક્ષકોના આનંદમાં દુઃખદૈન્ય લોપાઇ જાય છે તેવું જ શકિતનાથના જીવનમાં પણ થયું. તે જાગરણમાંથી જાણે નિદ્રામાં પડયો હતો. અને કોઇ દુઃસ્વપ્ન આવડતાં ઝબકીને પાછો જાગી ઊઠયો હોય એવું એને લાગતું હતું. મંદિરમાં જવાબદારી વિનાની દેવ સેવાની સુવર્ણશૃંખલાએ એને જાણે જકડી લીધો હતો અને એ શૃંખલાનો રણકાર વારેવારે એનું એને ભાન કરાવતો હતો. તે પોતાના મૃત પિતાને યાદ કરીને પોતાના સ્વાધીન જીવનની સ્મૃતિ તાજી કરતો. એને મનમાં થતું કે પોતે જાણે વેચાઈ ગયો હતો અને અપર્ણાએ એને ખરીદી લીધો હતો. એટલું જ નહિ પણ અપર્ણાના સ્નેહે મોહની પેઠે એને ઘેરી લીધો હતો.

અચાનક એક દિવસ એનો મામોભાઈ આવી પહોંચ્યો. એની બહેનનો વિવાહ થવાનો હતો. મામા કલકત્તામાં રહેતા હતા. વિવાહને સારે પ્રસંગે એમને ભાણેજ યાદ આવ્યો. એટલે મામોભાઇ એને તેડવા આવ્યો હતો. જવું પડશે. કલકત્તા જવાની વાતે શકિતનાથને ઘણો આનંદ થયો. મામાભાઈ પાસે બેસીને આખી રાત કલકત્તાના સુખની વાતો, શોભાની કથા અને સમૃદ્ધિનું વર્ણન સાંભળીને શકિત-નાથ મુગ્ધ થઇ ગયો. બીજે દિવસે મંદિરમાં જવાનું એને મન થયું નહિ. વખત થઈ ગયો એટલે અપર્ણાએ એને તેડાવી મંગાવ્યો. જઈને શકિતનાથે કહ્યું; "આજે હું કલકત્તા જવાનો છું. મારા મામાએ બોલાવ્યો છે." કહીને એ થોડા સંકોચપૂર્વક ઊભો રહ્યો.

અપર્ણા થોડી વાર મૂંગી ઊભી રહી. પછી પૂછ્યું; "પાછા ક્યારે આવશો ?" બ્હીતાં બ્હીતાં એણે જવાબ આપ્યો; "મામા પાછા આવવાની રજા આપશે એટલે આવતો રહીશ." અપર્ણાએ એ પછી કશું પૂછ્યું નહિ.

ફરી જદુ આચાર્ય પૂજા કરાવવા લાગ્યા. ફરી પૂર્વવત્‌જ અપર્ણા પૂજા જોવા લાગી, પણ કોઈ વાત કહેવા કરવાની એને ઇચ્છા થઇ નહિ.

કલકત્તા ગયા પછી મામાને ત્યાં મોજમઝામાં ઘણા દિવસ ગાળ્યા પછી પોતાને ગામ પાછા જવા માટે શકિતનાથનો જીવ ઊંચો-નીચો થવા લાગ્યો. કામકાજ વગર લાંબા દિવસો એને કંટાળા ભરેલા જણાવા લાગ્યા. રાત્રે સ્વપ્નમાં અપર્ણા જાણે એને બોલાવતી હોય એવા ભણકારા થવા લાગ્યા. પોતે એને જવાબ ન આપતાં અપર્ણા જાણે ગુસ્સો કરતી હતી ! એક દિવસે એણે ઘેર જવાની વાત મામાને કહી. મામાએ ના પાડતાં કહ્યું; "ત્યાં જંગલમાં પડીને શું કરીશ ? અહિં રહીને વાંચતાં લખતાં શીખ. હું તને નોકરીની વ્યવસ્થા કરી આપીશ." માથું હલાવી શકિતનાથે ના પાડી, એટલે મામાએ રજા આપી. મોટી વહુને ખબર પડી એટલે એણે શકિત-નાથને બોલાવી પૂછ્યું; "કેમ દિયરજી, કાલે ગામ જવાના કે શું ?" શકિતનાથે કહ્યું; "હા જવાનો છું." "અપર્ણાને વાસ્તે જીવ તલ-પાપડ કરે છે નહિ ?" "હા." શકિતનાથે જવાબ આપ્યો. "તે તમારી બહુ સંભાળ રાખતી લાગે છે નહિ ?" શકિતનાથે માથું ધુણાવી કહ્યું; "હા ખૂબ કાળજી રાખે છે." મોટી વહુ મોં ફેરવી હસ્યાં. એમણે અપર્ણાની વાત પહેલાં શકિતનાથ પાસેથી જાણી લીધી હતી. ભાભીએ કહ્યું; "તો દિયરજી, આ વસ્તુ લઇ જાવ. એને આપજો. તે હજીય વધારે વહાલ કરશે." કહીને એમણે એક પેટી-માંથી દિલખુશ અત્તરની શીશી કાઢી શકિતનાથના માથામાં લગાડી

આપ્યું. ખુશબોથી શક્તિનાથ ખુશ થઈ ગયો અને બે શીશી લઇ કાળજીપૂર્વક પોતાની ચાદરમાં લપેટી લીધી.

## ૧૩

શક્તિનાથ મંદિરમાં દાખલ થયો. પૂજા ખતમ થઈ હતી. ચાદરમાં પેલી દિલખુશની બે શીશી લપેટી લાવ્યો હતો—પરંતુ અપર્ણાને આપવાની હિંમત ચાલતી નહોતી.—આટલા લાંબા દિવસો દરમ્યાન અપર્ણા એના દિલમાંથી ઘણે દૂર ખસી ગઈ હતી. મોં ફાડી એક શબ્દ તે બોલી શકતો નથી કે "તમારે માટે કલકત્તાથી ઇચ્છા કરીને આ લઇ આવ્યો છું. એની ખુશબોથી તમારા દેવ તૃપ્ત થશે. તમે પણ થશો." આ રીતે સાત આઠ દિવસ પસાર થઈ ગયા. રોજ તે ચાદરમાં સંતાડીને બંને શીશી લાવે ને રોજ પાછો લઇ જાય, ને બીજા દિવસ માટે બાંધી રાખે. પહેલાંની માફક એકાદ દિવસ પણ જો અપર્ણાએ બોલાવીને એની ખબરઅંતર પૂછી હોત તો તો શીશી એને આપી દેત. પણ એવો અવસર આવ્યો નહિ. આજે બે દિવસથી એને તાવ આવે છે પણ બીકનો માર્યો તે પૂજા કરાવવા મંદિરે જતો હતો. જાણે કોઇ અજાણી આશંકાથી તે પોતાની પીડાની વાત પણ અપર્ણાને કહી શકતો નથી. પણ અપર્ણાએ ખબર મેળવીને જાણી લીધું હતું કે બે દિવસથી એણે કશું ખાધું નહોતું, તો ય પૂજા કરાવવા આવતો હતો. અપર્ણાએ પૂછયું; "ઠાકૂર તમે બે દિવસથી કશું ખાધું કેમ નથી?" શુષ્કમુખે શક્તિનાથે જવાબ વાળ્યો; "મને બે દિવસથી રાતે તાવ ચઢે છે."

"તાવ ચઢે છે? તો સ્નાન કરીને પૂજા કરવા કેમ આવો છો? તાવની વાત કહી કેમ નહિ?" શક્તિનાથની આંખ ભીની થઈ ગઈ. એ બધી વાત ભૂલી ગયો. ચાદરમાં વીંટી રાખેલી બંને

શીશીઓ એણે ઉતાવળે બહાર કાઢીને કહ્યું; "તમારે માટે લાવ્યો છું."

"મારે માટે?"

"હાં,–તમને ખુશબો ગમે છે ને?–" આગનો ભડકો જોરથી બળતાં ગરમ દૂધ જેમ ઊભરાઈ જાય તેમ અપર્ણાના સમસ્ત દેહનું રકત ક્રોધાગ્નિથી ઊકળી ઊઠયું. શીશી જોઈ ને જ એ વરતી ગઇ હતી. ગંભીર સ્વરે બોલી; "લાવો." શીશી હાથમાં લઇ બહાર જ્યાં પૂજા કરેલાં ફૂલો સૂકાયેલા પડયાં હતાં ત્યાં જઈ અપર્ણાએ બંને શીશી જોરથી જમીન ઉપર પટકી દીધી. પોતાના કાળની ઉપર એ શીશીઓ ઝીંકાઈ હોય તેમ શકિતનાથનું લોહી આઘાતથી જાણે થીજી ગયું. કર્કશ સ્વરે અપર્ણા બોલી–"બામણ ઠાકૂર, તમારા મનમાં આવું હતું? હવે તમે મને મોં બતાવશો નહિ. મંદિરમાં તમારો ઓછાંયો પણ હવે મારે નહિ જોઇએ." પોતાની ચંપકવર્ણી આંગળી બહાર ચીંધી અપર્ણાએ કહ્યું; "જાવ અહિંથી."

આજે ત્રણ દિવસથી શકિતનાથ ગયો છે. ફરી જદુનાથ આચાર્ય પૂજા કરાવવા આવે છે. ફરી અપર્ણા મ્લાન વદને પૂજા તરફ જોઈ રહે છે. આ કોની પૂજા કોણ આવીને કરાવે છે! પૂજા પૂરી થયા પછી નૈવેદ્ય વસ્તુઓ પોતાના કપડામાં બાંધતાં બાંધતાં આચાર્ય નિ:શ્વાસ નાખી બોલ્યા: "છોકરો બચારો દવાદારુ વિના મરી ગયો!" આચાર્યના મોં સામું જોઇ અપર્ણાએ પૂછયું' "કોણ મરી ગયું?"

"તમને ખબર નથી? આ પેલો મધુ ભટ્ટાચાર્યનો છોકરો શકિતનાથ: કેટલાક દા'ડાના તાવે આજે સવારે મરી ગયો. અપર્ણા તો ય એમના મોં સામે તાકી રહી. બારણા પાસે જઇને આચાર્ય

બોલ્યાઃ "પાપના ફળથી આજકાલ અકાળ મૃત્યુ થાય છે. દેવતા સમક્ષ કંઇ તમાસો ચાલે મા ?"

આચાર્ય ચાલ્યા ગયા. બારણું વાસી અપર્ણા ભોંયે પડી નીચે માથું પટકી આક્રંદ કરવા લાગી. દિલદ્રાવક આક્રંદની ભીષણ વૃષ્ટિ વરસી રહી. દેવમૂર્તિ સન્મુખ જોઈ એણે પૂછ્યુંઃ "ઠાકૂર એ પાપ કોનું ?"

ઘણી વારે તે ઊઠીને બેઠી. આંખો લૂછી પેલા સૂકાયેલા ફૂલોની અંદર સ્નેહદાનનાં ભગ્નાવશેષ સમા શીશીના ટૂકડા તેણે માથે ચઢાવ્યા. ફરીવાર મંદિરમાં જઈને દેવચરણે દેહ ઢાળી ભગ્ન ટૂકડા દેવતાને અર્પણ કરતાં એ રડી પડી. "ઠાકૂર, હું જે અર્ઘ્ય લઇ શકી નહિ—તે તમે સ્વીકારો. મારે પોતાને હાથે મેં કદિ તમારી પૂજા કરી નથી. આજે કરું છું—તમે એ ગ્રહણ કરો, તૃપ્ત થાવ, મને બીજી કોઈ ઈચ્છા નથી."

શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય.



૨

# દેવદાસી

ત્રિણાવેલીના સુપ્રસિદ્ધ પિંગલેશ્વર મંદિરના પુરોહિત અપ્પા ચિદંબરમે બાલિકા વિશોકાની સમસ્ત જવાબદારીનો ભાર ગ્રહણ કરી એની મૂમૂર્ષુ માતાને નિશ્ચિંત જીવે મરવાનો અવસર આવ્યો ત્યારે મંદિરમાં દેવદાસીઓની સંખ્યામાં એકનો વધારો થયો એવું બધાંએ જાણ્યું .

મંદિરમાં પાંચ દેવદાસીઓ રહેતી હતી. એમાંથી સૌથી મોટી ઉંમરની ચંપા દેવદાસીએ વિશોકાનું લાલનપાલન કરવાનું માથે લીધું. બાળ વિશોકાને પહેલી વાર જ્યારે વાચા ફૂટી ત્યારે ચંપાના ખોળામાં બેસીને એણે ' મા...મા'નો સાદ કર્યો. તે જ વખતે બીજી દેવદાસી અચલા એકદમ બાળ શિશુનું મોઢું દાબીને બોલી, ' ચૂપ. ચૂપ. હવે તારી મા કોણ છે ? તારે મા નથી. '

દેવદાસી દેવને અર્પિત સ્ત્રી ! આ દુનિયામાં બીજા કોઈ સાથે એનો સંબંધ બંધાતો નથી. તે કોઇ કન્યા, વનિતા કે માતા હોતી

નથી. તે બીજું કશું જ હોતી નથી—માત્ર દેવની દાસી. એ જ એનું એક માત્ર અભિધાન અને જીવનાલંબન.

આ પછી જ્યારે પણ બાળ વિશોકા એની પાલક દેવદાસીને મા કહીને બોલાવવા પ્રયત્ન કરતી ત્યારે એને અટકાવવામાં આવતી. ઉંમર વધતાં એનામાં ભાન આવવા લાગ્યું એટલે તે મા કહીને બોલાવવાનું ભૂલી ગઈ. બીજાં પાસેથી સુણીશીખીને એ પણ ચંપા દેવદાસીને મોટી ઠાકુરાણી કહીને બોલાવતાં શીખી ગઇ હતી.

પાંચ દેવદાસીઓ દેવમંદિરના આંગણાંની પડખેના બાગની એક ધારે આવેલા નિવાસસ્થાનમાં રહેતી હતી. બાગની કિનાર પકડીને એ પાંચે માટે અલાયેદી કોટડીઓ હતી. એની જ પડખે બીજી પણ બે ચાર કોટડીઓ અવડ પડી રહી હતી. દેવદાસીઓની સંખ્યા હંમેશાં એક સરખી તો ન્હોતી જ રહેતી. સંખ્યા વધે ત્યારે અવાવરુ કોટડીઓનો ઉપયોગ કરવામાં આવતો.

* * *

વિશોકા આઠ વરસની થઇ ત્યારે એક દિવસ ચંપાએ એને બોલાવીને કહ્યું, “આજથી તને પણ અમારી માફક તારું પોતાનું નોખું ઘર મળશે. ચાલ, તને તારા ઘરમાં મૂકી આવું.” બાલિકા કંઇ પણ બોલ્યાચાલ્યા વિના ચંપાની પાછળ ગઈ.

બાળ વયે બાળકને સ્વાધિનતા–નિરંકુશતા–સ્વૈરતા પ્રત્યે કોઈ આત્યંતિક ચૂંબકાર્ષણ હોય છે. આ ઉંમરે પોતાને એક સ્વતંત્ર ઘર મળશે એ જાણીને વિશોકાને ભારે આનંદ થયો. પહેલાં તો એણે ઘરમાં પેસીને આમતેમ જોયું. નવજાત સંતાન પ્રત્યે માતામાં જે જાતનો વાત્સલ્યભાવ ફૂટી નીકળે છે તેવું જ વિશોકાને પણ થઈ આવ્યું. જેને દુનિયાંમાં પોતાનું કશું જ નથી એવા ભાનવાળી વિશોકાએ પોતાના ઘર પ્રત્યે કોઈ અભિનવ આકર્ષણનો અનુભવ કર્યો.

ઘરમાં પેઠા પછી તે થોડીવાર બધે ભમી આવી, પોતાને માટે રાખવામાં આવેલી પથારી ઉપર બેઠી, બારી પાસે જઇ બહાર આવેલા ચિરપરિચિત બાગની સીમા બાંધતા કોટની રાંગને નવી રીતે જોવા લાગી અને પછી દોરી ઉપર લટકતાં પોતાનાં કપડાં લઈ ગડી કરવા બેઠી. એના મુખભાવ ઉપરથી એમ લાગતું હતું કે જાણે પોતે નૂતન ગૃહની અધિષ્ઠાત્રીરૂપે પ્રતિષ્ઠિત થઈને એને નવી રીતે વ્યવસ્થિત કરવાના કામમાં લાગી ગઇ હતી.

પણ એનો આ આનંદ કેટલો ક્ષણભંગુર હતો ! એણે સાંભળ્યું કે હવેથી આ જ ઘરમાં રાત્રે એને એકલીને સૂઇ રહેવું પડશે ત્યારે એનો નવજાત આનંદ ઓસરી ગયો. ચંપાનો પાલવ પકડી એણે કહ્યું; "હું તમારી પાસે સૂઇશ."

"છિઃ છિઃ હઠ. નહિ કરીશ. હવે તારાથી હઠ નહિ થાય !"

"કેમ ઠાકુરાણી ?"

"આવતી પૂર્ણિમાને દિવસે તું દેવદાસી થવાની છે."

દેવદાસીની વાત તો એને માટે નવી નહોતી ! નાનપણથી માંડીને આજ દિન સુધી હાલતાંચાલતાં વિશોકા એ વાત તો સાંભળતી આવી હતી. ભવિષ્યની દેવદાસીને વગર કારણે હસવાનું નહિ, દોડતી હોય એ રીતે ચાલવાનું નહિ, હઠ કે આગ્રહ કરવાનો નહિ, માત્ર બે વાર ખાવાનું, અને પોતાના દેહને શોભાવી શણગારી, આંખમાં કાજળ આંજી, પગની પાની પાટલીઓ લાલ રંગે રંગીને નાચગાનની તાલીમ લેવાની ! સમજણી થયા કેડે આ વાત રોજ એના કાને પડતી હતી. સાંભળીને એ પોતે પણ એ રીતે જ કામકાજ કરતી થઈ ગઇ હતી. તો પણ હઠ નહિ કરવાની વાત એ ભૂલી ગઈ ! આગામી પૂર્ણિમાની વાત પહેલી જ વાર જાણે એના કાને પડતી હોય એવો એને અનુભવ થયો.

બહાર અંધારિયાનો ઘોર અંધકાર રાત્રિને ચોમેરથી ઘેરી વળ્યો હતો. બધાંથી છેલ્લી કોટડીમાં આવી અંધારી રાત્રે તેને એકલી સૂઈ રહેવાનું આવશે એ ખ્યાલ આવતાં જ એના દેહમાં જાણે શૂળ ભોંકાયું. એકલી રહેશે ? ના, ના, એ તો નહિ બની શકે ! હિંમત કરીને એ બોલી પડી;

"ઠાકુરાણી, બીક લાગશે તો ? મને એકલીને બહુ બીક લાગશે !" બોલતાં બોલતાં તે ચંપાનો પાલવ તાણી એની સોડમાં લપાવા લાગી. બીક ! એ વાતનો ખ્યાલ આવતાં જ માનવીનો જીવ ફફડી ઊઠે છે.

ચંપાના દિલમાં કોમળતા જેવી ચીજ ન્હોતી એમ તો નહિ કહી શકાય. પરંતુ ચિત્તને નિર્વિકારી રાખવું એ દેવદાસીની પ્રથમ ફરજ હોય છે આ ફરજનો ભંગ કરવાનું તો એનાથી નહિ થઇ શકે ? કારણ કે કોમળતા એ પણ વિકારી ચિત્તનો એક પ્રકાર જ છે. એટલે બાલિકાના ભયકાતર મુખ પ્રતિ જોઈને ગંભીર સાદે એણે કહ્યું, "બીક કેવી ! દેવદાસીના દેહમાં બીકને સ્થાન નહિ હોઇ શકે. જા, આઘુંપાછું જોયાકર્યા વિના તારા ઓરડામાં ચાલી જા અને બારણું બંધ કરી સૂઈ જા. હવે થોડા દિવસ બાકી છે તે દરમ્યાન મનને નિર્વિકાર કરવાનો અભ્યાસ કર. પૂર્ણિમા તો હવે બહુ આઘી નથી ?" અનિચ્છુક બાલિકાનો હાથ પકડી ચંપા એને ઓરડામાં લઈ ગઈ—બહાર ઊભી રહીને એને ઓરડામાં ધકેલી પોતે બહારથી બારણું વાસી દીધું. આ કઠોરતાથી એનું જનનીસુલભ હૈયું આંતરિક વેદનાથી ફફડી ઊઠયું. વિશોકાને બોલાવી લેવા એનો જીવ તડફડ કરવા લાગ્યો. પણ ના. એમ કરવાથી બંનેને વ્રતભંગનું પાતક લાગશે. એ પાતકભાર એનાથી વેઠાશે ? સંસારી જીવો પ્રતિ દેવની દાસીને દયામાયા, આસક્તિ કેવી ?

ખૂબ મોડી રાત સુધી એની આંખોએ જાગરણ કર્યું. પથારીમાં અસહ્ય વેદનાથી ચંપાનો કાતર દેહ અડવડિયાં ખાતો પડી રહ્યો હતો.

ઘડીકમાં કોઇનાં પગલાંનો અવાજ, તો ઘડીકમાં વિશોકાની વાતાવરણ ભેદતી ભયવિહ્વળ બૂમો, નિરવ રજનીના શૂન્ય અંધકારમાં થઈને એને સંભાળતી હોય એવા ભણકારા થવા લાગ્યા. બંધ ઓરડાના અંધારા ગર્ભમાં પથારી નાખી પડેલી ચંપા રફૂરફૂ કરતી તરફડિયાં મારતી રાતના પહોર ગણતી પડી રહી; પણ એણે નિયમભંગ થવા દીધો નહિ.

બીજી બાજુ એકલી પડેલી વિશોકા તમરાંના અવાજથી પણ કંપી ઊઠતી હતી. આક્રંદક્ષુબ્ધ કંઠમાંથી અજાણતાં પણ બીકનો માર્યો 'મા, ઓ મા,'નો અવાજ નીકળી પડતો હતો.

હાય ! એની મા કોણ હતી ? એની મા ક્યાં ? મા માનો સાદ પાડીને અનિર્દેશ્ય સુદૂર લોકમાં વસતી એની અશરીરિણી માતાના હૈયામાં સંતાનને મળવાની અજ્ઞાત આકૂળતા એ પેદા કરી શકી કે નહિ તે કોણ કહી શકે ? પરંતુ આ દુનિયામાં તો મધુમય 'માતૃ' સંબોધનનો સાદ પાડીને કોઇના હૈયામાં એ વ્યાકૂળ ઉલટ જગાડી શકી નહિ. વાણીહીન, અવ્યક્ત, કાતર રુદનથી એનો સમસ્ત પ્રાણ ગદ્‌ગદિત થઇ ગયો. કોઇ આવ્યું નહિ.

હજી પણ પ્રભાતઘેરુ આકાશ સ્વચ્છ થયું નહોતું. શુક્રતારિકા ઝાંખી આંખે ટલમલતી હતી. પૂર્વના ભાલ પ્રદેશે ઉષાની શ્રેરી ...કિતમા આછા રંગની ચાદર પાથરવા તૈયારી કરતી હતી. બહાર મનુષ્યનાં પગલાંનો અવાજ શરૂ થયો. પરિચિત પદધ્વનિ સાંભળતાં વિશોકાને જાણે મૃતદેહમાં, પ્રાણ સંચારિત થતો હોય એ રીતે એના અર્ધજાગૃત દેહે ચેતના પ્રાપ્ત કરી. પોતે જીવતી હતી અને મરી નહોતી એવો સચેત ખ્યાલ એના મનમાં દૃઢ થયો. ઊઠીને ઓરડાનું બારણું ખોલી કોનાં પગલાંનો અવાજ આવતો હતો તેનું પારખુ કરવા વિશોકા આમતેમ જોવા લાગી. બારણું ઊઘાડતાં જ એણે જોયું કે કોઈ ઉતાવળે પગલે નાસી ગયું હતું. નાસી જનારના ત્રસ્ત

પગલાંનો ગભરાટ એ વરતી શકી. વીજળીની ઝડપે એ કોણ નાસી ગયું ? વિશોકા વરતી ગઈ. એણે બૂમ પાડી. "મા, બડી ઠાકુરાણી ?" પાછી નહિ ફરી. માનવીની માનવ સહજ દુર્બળતા મનના કોઈ અંધારા ખૂણામાં ઘર કરી બેઠી હોય તો તેને લોકની આંખ તળે શું કામ આવવા દેવી ?

અભ્યાસ–પરીક્ષાના થોડા દિવસ પસાર થઇ ગયા કેડે યથા સમયે ભારે સમારોહપૂર્વક આઠ વરસની વિશોકાને મંદિરની છઠ્ઠી દેવદાસીને સ્થાને અધિષ્ઠિત કરવામાં આવી. એ દિવસ કેવા આનંદ ઉત્સવનો દિન હતો ! નવાં વસ્ત્રાભુષણે ને પુષ્પમાળાથી સજ્જિત બાલિકાએ દેવપ્રતીમાની ડોકે માળા પહેરાવી પોતાને દેવચરણે અર્પણ કરી. પાર્થિવ જગતનાં સકળ સુખદુ:ખ અને ભાવ મોહને તિલાંજલી દઇ અપાર્થિવ જીવનમાં પોતાની જાતને વહેતી મૂકી દીધી. પોતાને દેવીસ્થાને અભિષિકત કરીને કોઇ વિપુલ ગૌરવમંડિતા માનીને એણે પોતાનો જન્મ ધન્ય થયાનો અનુભવ કર્યો.

૨

એ પછી પાંચ વરસ વહી ગયાં. ઘટ જગતમાં અનેરાં પરિવર્તનો પણ થઇ ગયાં. પ્રધાન પુરોહિત ચિદમ્બરમે ગતિશીલ જગતની રેંટમાળના કોઇ એક ઘડિયા સાથે જડાઇને અપાર્થિવ જગત તરફ પ્રયાણ કર્યું. એને સ્થાને હવે સદાશિવ દેશપાંડે પ્રધાન આચાર્ય નીમાયો હતો. ચોથી દેવદાસી રંગીલા મહારોગની ભોગી થઇ મરણ-પથારીએ પડી હતી. અચલા મરી પરવારી હતી અને તેર વર્ષની વિશોકા હવે અતુલ લાવણ્યશ્રીથી શોભતી નવયૌવના કિશોરી થઇ હતી.

હવે પોતાના ઘરમાં એકલા રહેવામાં એને કશી ધાકબીક લાગતી ન્હોતી. સ્વચ્છ મૃદુ પથારીમાં પોતાનો લાવણ્ય મઢયો દેહ

નાખી હવે તે સુખે રાત્રિ પસાર કરતી. અને એ જ સુંદર તનુને શણગારવા શોભાવવાના ઠઠેરામાં દિવસ તો સહેજે પસાર થઈ જતો. સંધ્યા ટાણે જ્યારે તે પીળચટું, ગુલાબી કે નીલવર્ણું પોલકું અને પીરમજી રંગી ઓઢણી ઓઢીને દેવના નાટ્યગૃહમાં નાચવા જતી ત્યારે પ્રેક્ષકોની ભીડની વિસ્મયી આંખો એના ઉપર ચોંટી રહેતી. જોઈ જોઈને પ્રેક્ષકો જાણે ઉન્મત્ત વિહ્વળ થઈ જતા. એનું સંગીત, વીણા–સતાર સાથે એનો મહામધુર આલાપ–પેલી અપૂર્વ નૃત્યલીલા; એ બધું જાણે કોઈ ઈન્દ્રભવનની નૃત્તિકા–અપ્સરાનું સ્મરણ કરાવતું. તરંગમયી ગિરિસરીતાની માફક એની નૃત્યગતિ અતિ ટૂંકી અને તેવી જ પ્રવેગ ચંચલ હતી! પ્રેક્ષકોને થતું કે જાણે એમની નજર સમક્ષ વાસ્તવિક વીજળીનો ચમકારો ચમકી ઊઠતો હતો. એવો જ દાહક અને એટલો જ સુંદર. મંદિરના કોટકિનારાની માનવ સરજીત વાડ ઓળંગીને દેવદાસી વિશોકાના નૃત્યસંગીત પટુ લાવણ્યની કીર્તિમહેક ચોમેર મહેકી ઊઠી.

મંદિરની નાટ્યશાળામાં પ્રેક્ષકોની ભીડ રોજ વધવા લાગી. માનમરતબાવાળા ધનિકો અને ખુદ મહારાજાધિરાજ પણ એક દિવસ એના દર્શને આવી ગયા પછી પોતે પ્રેક્ષક તરીકે રોજ આવવા લાગ્યા.

પરંતુ વિશોકાને એ બધાંની કંઈ પડી નહોતી. તે તો આખો દિવસ પોતાને અનેકવિધ રીતે શણગારતી, નવી નવી જાતની વેણીઓ ગૂંથતી, અને રોજ નવીનવી જાતની રાગરાગિણીવાળાં ગીતો બજાવતી. પારકાને રીઝવવાના આખા દિવસના શ્રમ બદલ એ પોતાને માટે કશાની સ્પૃહા નહોતી રાખતી. કોઈની પણ પ્રશંસાવાણીનો એના કાનમાં પ્રવેશ નહોતો થતો. પોતાનાં સમસ્ત પ્રાણ–મન જેની સેવા માટે એણે અર્પિત કર્યાં હતાં તેની સન્મુખ માત્ર મુગ્ધદૃષ્ટિએ એ નિરખી રહેતી.

અંતે જ્યારે ચોમેરથી પ્રેક્ષકોની વધાઇ, તાળીઓ ને પ્રશંસાના ઉદ્ગારો, પુષ્પમાળા ને સોનારૂપાના સિક્કાઓની ઝડી વરસતી અને બીજી દેવદાસીઓ એ બધું ભેગું કરવા લાગી જતી ત્યારે વાજીંત્ર વગાડનારા જોરથી એક છેલ્લી તાલ દઈને વાદનવ્યાપાર પૂરો કરવાની સૂચના આપતા અને વિશોકા ધડકતે હૈયે હાથ જોડી દેવપ્રતીમા સમક્ષ અનિમેષ નયને તાકી રહેતી. આંતરિક વ્યાકુળતાપૂર્ણ એનું સમસ્ત ચિત્ત જાણે દેવચરણે આળોટી પડતું ! તે જાણે બોલતી ન હોય–" દેવ, આટલેથી ય પ્રસન્ન થયા ને ? મારા જીવનદેવતા, તમારી આ દાસીએ તમને એકાદ ક્ષણની પણ તૃપ્તિ આપી છે કે નહિ ? " એ પછી પ્રેક્ષકોના કોલાહલની ઉદાસીન ઉપેક્ષા દાખવતી તે દેવદુનિયાની વસવાટી હોય એ રીતે સીધી નજરે પોતાના નિવાસ તરફ ચાલી જતી. એની દૃષ્ટિને ખેંચવાની ચોમેર બેઠેલા કૃપાકાક્ષીઓની અનેક ચેષ્ટા નિષ્ફળ જતી ત્યારે એમનાં હૈયાં અપમાન અને અભિમાનથી ગળી જતાં.

વિશોકાના મનમાં પોતા પ્રત્યે ભારે અહંકાર હતો એની ના પાડી શકાય એમ નહોતું. મર્ત્ય લોકનાં માનવીની સરખામણીમાં તે પોતાને કોઇ દેવલોકવાસી જીવ સમજતી હતી. એ બધાં મનુષ્યો હતાં–પોતે દેવી હતી એમ તે સમજતી. દેવતા શિવાય આ જગતમાં તેને પોતાને કોઈની ગંધ કે સંપર્ક ન્હોતાં. આ દુનિયામાં કોણ શી સ્પૃહાથી એના પ્રત્યે જોઈ રહ્યું છે એની સાથે એને શી લેવાદેવા ?

એ રીતે દિવસો જતા હતા. દિવસો પછી મહિના અને મહિના પછી વરસ એમ કરતાં બીજાં બે વરસ વહી ગયાં.

ક્રીડાશીલ નદીતરંગની પેઠે કાલસ્રોત વહેતો હતો. કાલની એ અનાદિઅનંત સ્રોતધારાની પ્રવાહગતિ પોતાની વાટમાં કોઇ માટે થોભતી નથી. સરીતા જેમ કિનારા તોડી, વસતી ભાંગીને પણ પોતાનો પ્રવાહપંથ અભંગ રાખે છે તેમ કાલસરીતા પણ શિશુને બાળક,

બાળકને કિશોર, કિશોરને યુવાન અને યુવાનને વૃદ્ધ બનાવતી પોતાની ગતિને સમતાલ રાખતી વહ્યે જાય છે. પોતાના ગતિસ્પર્શથી કઇ તરુણલતાને ફૂલ મ્હોર્યાં કે કોની જીર્ણ શાખાના ડાળપાંખડાં ખરી પડયાં એ જાણવા એ પોતાનો પ્રવાહ થોભાવી પાછું વળી જોવા ઊભી રહેતી નથી.

વસંતની નવમુખરિત માધવીલતાની માફક નૂતન સૌંદર્ય સંપદ્-વિભુષિત વિશોકાનો દેહ પણ અતુલ માધુર્યે ઝબકોળાઈ ઊઠયો હતો. નીલ વસ્ત્ર પહેરીને વસંત સંધ્યાની દેવ પૂજા પછી જ્યારે તે પોતાના ઘરમાં પાછી ફરતી ત્યારે વસન્તની મનોમયી આલ્હાદક વાયુ લહરીની માફક એના હૃદયતલમાં પણ કોઇ અનિર્વચનીય ભાવના-ઝંકાર ગૂંજી ઊઠતો. ચોમેર ચાંદનીનાં મોજાં ઊછળતાં હતાં. નજર પહોચે ત્યાં સુધી શુભ્રાકાશ, શુભ્રચંદ્રાની ઊર્મિમાળા પહેરીને નિશ્ચલ નિર્મલ સ્તબ્ધ તરુણીશું પડ્યું હતું. દેવમંદિરના કમલજલથી ભીંજાયેલી ફૂલમહેક હવામાં ફેલાઈ રહી હતી. વિશોકાના પ્રાણ પ્રદેશે પણ સંધ્યા નૃત્યનાં ગાનની સ્મરણઊર્મિ સુખ સ્વપ્ન સમી મુખરિત સ્વરે ગૂંજી ઊઠતી હતી. પણ એ શાંતશુભગ ગાનગુંજનં વચ્ચે આ કોનો અવાજ ? વિશોકા એકદમ ગાતી અટકી ગઈ. એને કોઈ મુગ્ધ-ચિત્તની અસ્ફૂટવાણી સંભળાઇ–" સુંદરિ, એ સુરાવલિ કેમ અટકી ગઇ ? " અતિ મૃદુસ્વરે ઉચ્ચારાયેલ એ પ્રશંસાવાણી એને માટે કયાંથી આવી હતી ? તે એક તરુણ આંખની સતૃષ્ણ દૃષ્ટિ નૃત્યસમા-રંભમાં એના પ્રત્યે કેવી મુગ્ધભાવે ચોંટી રહી હતી ! તેનો જ તો આ સ્વર નહિ હોય ?

વિશોકાનું સમસ્ત અંગ તે દૃષ્ટીપાતથી કંપી ઊઠયું હતું, એની સમસ્ત રક્તવાહિનીઓમાં વહેતું રક્ત એ દૃષ્ટિના લોહાકર્ષણની તાણથી જાણે શીરાબંધન તોડીને બહાર વહેવા માંડ્યું હોય એવી લાગણી એને થઈ આવી હતી. વિશોકા પોતાની સરલ

નિસ્પૃહ દૃષ્ટિ આજે દર્શકો તરફ નિઃસંકોચભાવે ફેંકી શકતી ન્હોતી. આજે વ્રીડાસંકોચે એનાં નેત્રો ઢળી પડ્યાં હતાં.

પોતાના ઓરડામાં આવીને એણે વસ્ત્રો બદલ્યાં નહિ. પથારીને એક ખૂણે શાંત નિશ્ચળ બેઠી બેઠી તે કંઇ કંઈ વિચારો કરવા લાગી. ભૂમિનો રાજા આજે એના તરફ શા માટે આવી રીતે જોઈ રહ્યો હતો ? આજે એના કંઠમાંથી પેલું વાકય કેમ નીકળ્યું હશે ?

રાત ચઢી ગઇ હતી. ઝાડપાનને ઓથે ચાંદાનો પ્રકાશ ધીમે ધીમે ઝાંખો પડતો હતો. વચ્ચે વચ્ચે જનહીન વેરાન રસ્તાઓ ઉપર ગામનાં કૂતરાંનો ભસવાનો અવાજ પણ શાંત થઇ ગયો હતો. આ નવા જન્મેલા સંશયે જગાવેલા તુમુલ તોફાનની ચિત્તક્ષુબ્ધિમાંથી છૂટકારો મેળવવા મથતી વિશોકા અલસભાવે પથારીમાં પડી. એનાં નેત્રો નિદ્રાઘેરાં બન્યાં. સ્વપ્નમાં ફરી તેજ અવાજ વાસ્તવિક અવાજની માફક જ સુસ્પષ્ટ સ્વરુપે ફૂટી નીકળતો હોય એમ તેના કાનમાં રણકી ઊઠયોઃ ‘ સુંદરિ, તારી સુરાવલિ કેમ અટકી ગઈ ? ’

પરોઢિયામાં આંખ ઊઘડતાં એણે જોયું–એ કેવું દૃશ્ય ! એ આછેરો પ્રકાશ, એના નાનેરાં કિરણો ! એ કઈ નવી દુનિયાંનાં ને નવા સૂર્યના હતાં ? બહાર પ્રભાતનો મધુર વાયુ કોઇ સ્વૈરવિહારી પંખીના સુમધુર સરોદથી તરંગિત થઇ રહ્યો હતો. પુષ્પોની રંગ મહેકોમાં આજે આ નવું માધુર્ય કયાંથી ફૂટી નીકળ્યું હતું ? ધરણીનો નવસુંદર દેહપટ આજે આ કઈ મનોમોહન શ્યામલતાથી છવાઈ ગયો હતો ? આ બધું શું નવું જ હતું ? કે આજ દિન સુધી તે લોચનવિહોણી હતી–આજે જાણે એને નવલોચન ખુલ્યાં હતાં !

આજે એની સકલ પ્રવૃત્તિ ને સાજકાજ વચ્ચે તે મુગ્ધ દૃષ્ટિ, કોઇ નૂતન તાલછંદમાં સરોદી ઊઠતો તે મૃદુ મધુર સ્વર ફરીફરીને આવતાં અને અજ્ઞાતભાવે પણ વિશોકાના સ્મૃતિપટને આવરી લેતા હતાં.

મુખ્ય પુરોહિત આજ સુધી માત્ર નજર રાખ્યા કરતો હતો. આજે એની એ નજર સાર્થક થઈ. આજે એણે તરુણ પીપાસુ આંખોને વિશોકા ઉપર ચોંટી રહેલી જોઇ. વિશોકા આજે એ દૃષ્ટિનો પ્રતીકાર કરી શકી નહોતી. એ મુગ્ધ દૃષ્ટિની સંમોહનીએ તેને પણ આજે મુગ્ધ કરી મૂકી. રાજકુમારની આંખોમાં પણ સહજ સરલતા ભાવ ન્હોતો. વિશોકાના કંઠમાં પણ આકાશયાત્રી પંખીના આત્મનિવેદનનો ભોળો ભલો સ્વર ન્હોતો. પોતાને છુપાવવાનો જ ભારે પ્રયત્ન એના સૂરમાં પ્રગટ થતો હતો. સહેજ થંભીને પ્રધાન પુરોહિતે વિચાર કર્યો: “દેવમંદિર આજે માનવતૃષ્ણાની વિકારી વાસનાથી ભરાઈ ગયું છે. એટલે જ દેવદાસીની આ કૃત્રિમ ચેષ્ટા.”

તે દિવસે નૃત્યસભા વિખેરાઈ જતાં વિશોકા ઝડપથી પોતાના આવાસ તરફ ચાલી નીકળી. દેવપ્રતીમાં તરફ નિહાળવાની યે એનામાં શક્તિ ન્હોતી. જાણે કોઈ ગોપન અપરાધની અપરાધી હોય એમ પોતાને પોતાની જાતથી છુપાવવાની લાગણી એને થઈ આવી. એનું વક્ષઃ-સ્થળ કોઈ અનનુભૂત ગંભીર સ્પંદને થડકી રહ્યું હતું. એના મનમાં થતું હતું કે જીવનમાં કોઈ પ્રચંડ ભૂલ એ કરી બેઠી હતી અને આજે એ ભૂલની પોતાને ખબર પડી હતી. આટલે દિવસે અંધારભૂમિમાં વસનારી એણે પ્રકાશભોમનાં દુરુહ દર્શન કર્યાં હતા! પણ સાથે સાથે એને અંતરતલમાંથી કોઇ અસ્પષ્ટ અંધારાના ફૂવારા, કોઈ આતંકની છાયા પણ ફૂટી નીકળતી હોય એમ લાગતું હતું.

તે દિવસે પણ જ્યોત્સ્નાનો રુપેરી સાળુ વીંટી રજની ઝમઝમી રહી હતી. પૂર્ણિમાનો ચંદ્ર પોતાનાં શિતળ મધુર કિરણોની છાંટણી છાંટતો આકાશમાં રમી રહ્યો હતો. એ વખતે છેક પાસે આવીને કોઈ બોલ્યું: ‘સુંદરિ.’

વિશોકા ચમકી ઊઠી. એણે પાછું જોયું. એનો સુવર્ણાંકિત દેહ લતાની માફક કંપી ઊઠયો. એણે જોયું કે એની સન્મુખ સ્વયં રાજાધિરાજ ઉત્પલાદિત્ય ઊભા હતા!

એક ડગલું આગળ આવીને ચકિતનયન વિશોકાને રાજાએ કહ્યું, ' ગભરાઇશ નહિ. હું તને એક જ વાત કહેવા આવ્યો છું-તું સ્વર્ગ-ભોમનું પવિત્ર પુષ્પ છે—એટલે મને બીક લાગે છે કે કદાચ આ પૃથ્વીનાં પાપપંકથી તું મલિન થઇ કલુષિત બની જાય. જો તું મને અભયવચન આપી શકે તો એક વાત પૂછું— "

વીજળી પડી હોય તેમ વિશોકા ચેતનવિહોણી પડી હતી. ઉદ્ભ્રાન્ત નજરે તે માત્ર ટગરટગર જોઇ રહી. રાજાનો પ્રશ્ન તે સમજી શકી નહિ, એનો જવાબે એને સૂઝયો નહિ. માત્ર કોઇ તિવ્ર આનંદની ચમકારી એના અંગાંગમાં વ્યાપી જતાં તે વિહ્વળ જેવી થઈ ગઈ. એ આનંદ થડકાર શેનો હતો તે પણ તેને સમજાયું નહિ.

રાજા ફરી એક ડગલું આગળ આવ્યા, ને બોલ્યા, " એમાં શંકા નથી કે આ દેવમંદિર પુણ્યભૂમિ છે—પરંતુ દેવદાસીને માટે અહિં પણ પોતાના જીવનને પવિત્ર રાખવાનું શકય નથી. દેવદાસી માત્ર નામની જ દેવની દાસી ગણાય છે. વાસ્તવમાં તો એ મંદિરના પુરોહિતોની જ રાખ કે દાસી હોય છે—કંપે છે ? કારણ કે તું અત્યંત સરળ દિલની છે. એટલે જ આજ દિન સુધી તું જે જીવનમાં ઊછરી છે તે જીવન તું સમજી શકી નથી, એટલે જ તને તારી સ્થિતિનો ખ્યાલ નથી. પરંતુ હું જે વાત કરું છું તે સો ટકા સાચી વાત છે. અને તારે માટે પણ હવે દુઃખના દા'ડા આવી રહ્યા છે. જો તારે એવી જ પવિત્ર ને શીલવતી રહેવું હોય તો આ સ્થાનનો સત્વર ત્યાગ કર. "

હજી પણ વિશોકા વાતનો તાતણો નહિ પકડી શકી. પરંતુ આગામી વિપદની ભીષણ આશંકાના ભાનથી એનો દેહ કમકમી ઊઠયો. ' એને માટે દુઃખના દિવસો આવે છે ? '—શું દુઃખ ! દેવદાસીને દુઃખ ? રાજાધિરાજ આ કેવી નવી વાત કરે છે ? પુરોહિતની

રખાત ? દેવદાસી માત્ર નામ પૂરતી જ હોય છે ?' કંપિત નયનો ઊંચાં કરીને તે જાણે કંઈ કહેવા મથતી હોય એમ લાગતું હતું. પણ માત્ર એક અસ્ફૂટ મર્મર પૂરતા જ એના હોઠ ફફડીને શાંત થઈ ગયા. શું બોલવું જોઈએ તેનો એ વિચાર કરી શકી નહિ.

રાજા એનો અંતરભાવ જાણે સમજી ગયા. સમજીને એમણે આસપાસ જોયું ને એ જરાક આગળ આવ્યા ને બોલ્યા, "વિશોકા, તારી અંતર ગુહામાં જે પડયું છે તે ચિરદિન ભલે અવ્યક્તરૂપે જ રહેતું. દેવાર્પિત માનવ માથે લેવા લાયક હોય છે. શિરધારણના એ અધિકારનું તું મને દાન કર. હું તને એવા નિર્ભયસ્થાને પહોંચાડીશ જ્યાં કોઈ આપદા નહિ હોય. એટલું જ નહિ હું પણ તને કોઇ દિ' જોઈ નહિ શકું એવું તે સ્થાન હશે. મારી માએ કાશીવાસ કર્યો છે. તું ત્યાં એમની પાસે જશે ?"

વિશોકા નમેલી આંખે અનિમેષ દૃષ્ટિએ જોઈ રહી હતી એમ જ ઊભી રહી. એણે કશો જવાબ ન આપ્યો.

ફરી રાજાએ કહ્યું. "ઉતાવળ નથી વિશોકા, વિચાર કરવાનો સમય જોઇતો હોય તો વિચાર કરી લે. કાલે આ જ સ્થાને ફરી હું આવીશ. વિશોકા, સાચી કહું વાત તો મને મારા ઉપર પણ જોઇએ તેટલો વિશ્વાસ નથી. કોણ જાણે મનમાં કયારેક કયારેક કેવી લાગણીઓ જાગી ઊઠે છે. મનમાં થાય છે કે દેવતાની પૂંજી તરફ માનવી કેમ લોભાય છે ? એ લોભ વિનાશ જ પાથરે છે. પરંતુ હાય ! આ સ્થાનમાં દેવતા કયાં છે ? તું દેવાર્પિત નારી નથી. તું પુરોહિતની છે. તે તારી સાથે યથેચ્છ વ્યવહાર કરી શકે છે. તેની જકડમાંથી હું તારી રક્ષા કરી શકું એ શક્તિ મારામાં નથી—કોઇમાં નથી. એટલે ખૂબ વિચાર કરીને છેલ્લે તારે માટે આ વિચાર ઉપર હું આવ્યો છું. તને બંધનમુક્ત કરીને સ્થૂળ જગત સાથેનો તારો

બધો સંબંધ હું કાપી નાખીશ. એ સિવાય બીજો કોઇ આરો-ઉગારો નથી. "

અંધારા પડછાયાની માફક પાસે થઇને જાણે કોઇ સરકી ગયું હોય એવો આભાસ થયો !

" આજે ત્યારે હવે વિદાય લઉં છું—વિશોકા. " કહીને ચકિત થયેલ ઉત્પલાદિત્યની સુદીર્ઘ સુંદર મૂર્તિ નિબિડ અંધકારના અંતરાલમાં ઓગળી ગઇ. સુખદુઃખની, ભયની મિશ્રિત લાગણીના પ્રચંડ આઘાતે વિશોકાને એકદમ સ્તબ્ધ કરી મૂકી. મધ્યાહ્ન આકાશમાં પૂર્ણગ્રાસી સૂર્યગ્રહણની માફક—વિપુલ તીવ્ર પ્રકાશના ઝીંકાતા ધોધ વચ્ચે—અકસ્માત્ આજે આ કેવો વિરાટ અંધકાર !

## ૩

પથારીમાં પડી પડી વિશોકા રાજાની વાત ઘૂંટતી હતી. 'કેવી મનોમુગ્ધ દૃષ્ટિ ! કેવો મધુર અવાજ ? કેવો કલ્મષનિર્મળ પ્રાણ ! પણ એ કેવી વિચિત્ર વાત ! પોતે દેવાર્પિત ન્હોતી—પુરોહિતની હતી ! ના, પોતે દેવી—દેવી હતી. દેવતાની અધિકારી નથી. રાજાને ભ્રાન્તિ તો થઇ નહિ હોય ? ના ના, એમ બનવું અસંભવિત હતું. એમના સરલમધુર કંઠમાં છળનો તો છાંટો યે ન્હોતો. તો—તો એ શું ? તો આવી વાત એમણે શા સારૂ કરી ? ભ્રાન્તિ ! કદાચ એઓ ભ્રાન્તિવશ બન્યા હોય. '

બારણું ઊઘાડું હતું. ભાણાની થાળી એમની એમ પડી હતી. પથારી ઉપર ઓઢવાનું એણે ઉપાડયું ન્હોતું એના ઉપર જ પડી પડી વિશોકા વિચાર વમળે ચઢી હતી. પુરોહિત સદાશિવે બારણાના ઉમરા ઉપર પગ મૂકી બૂમ પાડી, " વિશોકા ? "

એ કોણ ! કોણે બૂમ પાડી ? ચમકીને યુવતી બેઠી થઇ ગઇ. ના બ્હીવાનું કંઇ કારણ ન્હોતું. પ્રધાન પુરોહિત સ્વયં પધાર્યા હતા !

આગળ આવીને સદાશિવે પૂછયું; "રાજા તને શી સલાહ આપતા હતા દેવદાસી? ખસૂસ, એવી તો કોઇ ગૂઢ વાત એમણે તને નહિ કહી હોય જે મારાથી છુપાવવાનું તારે કારણ હોય. બોલ, શી વાત હતી?"

દેવદાસીના મનમાં તેજ કંઠ અને તે સૂર રણકી ઊઠયોઃ "દેવદાસી, ખરેખર એ લોકો......" એનું અંતર કંપી ઊઠયું. એમની વાત ખોટી નહિ હોય. 'રંગીલા, અચલા અને ખુદ ચંપા' એને નિરુત્તર વદને ઊભેલી જોઈ સદાશિવે સહેજ આગળ ધસીને કહ્યું; "કેમ દેવદાસી, મૂંગીમૂંગી ઊભી રહી? રાજાએ બહુ ખાનગી વાત કહી હશે નહિ?"

પુરોહિતનો આ વ્યંગ સાંભળી વિશોકા છળી ઊઠી. મોંનો ઠમકો કરી ઉશ્કેરાટભર્યા સ્વરે એણે જવાબ આપ્યોઃ "કોઇની સાથે મારે કશું જ ખાનગી હોતું નથી. રાજાએ મને એકદમ આ જગ્યા છોડી જવાની વાત કહી છે. રાજાએ કહ્યું; 'તારે માથે વિપત્તિના દા'ડા તોળાઈ રહ્યા છે. જો પવિત્રતા અક્ષત રાખવી માગતી હોઉં તો વિના વિલંબે આ મંદિરનો ત્યાગ કર.'"

"મંદિર કરતાં રાજવાટિકા વધારે પવિત્ર હશે નહિ કે?" કહીને પુરોહિતે વક્રહાસ્ય કર્યું. એ હાસ્યનો વ્યંગમર્મ ન સમજવા છતાં ય એનો અવાજ વિશોકાના કાનને કર્કશ લાગ્યો. એણે કહ્યું, 'ના, રાજવાટિકામાં વસવા તો એમણે મને બોલાવી નથી! એમની માતા પાસે કાશીવાસે મને મોકલવાની એમણે ઇચ્છા બતાવી છે. 'દેવદાસી માત્ર—નામની જ દેવદાસી હોય છે. ખરી રીતે તો એ પુરોહિતની રખાત જેવી હોય છે.' એવી વાત પણ એમણે કહી હતી."

"બરોબર એમણે સાચી જ વાત તો કહી? કેમ, એમ કેમ કરે છે? જે દિવસે દેવનાં કંઠમાં તેં ફૂલની માળા પહેરાવી તે

દિવસ ભૂલી ગઈ કે ? તે માળા કોના ગળામાં પડી હતી ? પુરોહિત દેવનો પ્રતિનિધિ છે. મંદિર સમસ્તની સઘળી માલમિલ્કત ઉપર પુરોહિતનો એકમાત્ર ને બેખટક અધિકાર હોય છે સમજી ? એમાં રાજાને કશી લેવાદેવા નથી. રાજાની શી તાકાત છે કે તને અહિંથી ભગાડી જાય ? તું બધી રીતે મારી છે. "

નિમિષ માત્રમાં વિશોકા સઘળી વસ્તુસ્થિતિનો સાર પામી ગઈ. એને સઘળું સમજાઇ ગયું. તે સંપૂર્ણપણે પુરોહિતદાસી હતી. દેવતાની નહિ. આ મનુષ્ય–સદાશિવ પુરોહિતને તેણે પોતાની જાતનો વિક્રય કર્યો હતો ! બધી વસ્તુઓ તેના મનઃચક્ષુ સમક્ષ સાકાર થઇ પડી. સ્વપ્ન ભાંગીને વાસ્તવિકતા ભીષણ સ્વરુપે આજે તેની સમક્ષ ફૂટી નીકળી હતી.

પુરોહિતે પથારી પાસે આવી ઉપર બેસીને કહ્યું: "તું હજી નદ્દન બાળકી છે અને સાવ અબોધ છે. એટલે જ આ વાત સાંભળીને તને આટલો ક્ષોભ થાય છે. નહિ તો એ વાતમાં નવાઈ જેવું કશું નથી. અસલ વાત એમ છે કે તું રાજાની વાત ઉપર મોહી પડી છે ને રાજાનું પણ એવું જ થયું છે. પરંતુ આવું કરવાની રાજાને શી જરુર હતી ! રાજા કને ઘણી યે પડી છે. મંદિરસેવિકા રાજાને માટે નથી હોતી. આ દુર્ભાવના એણે છોડવી જ રહી. અને તું પણ એ વાતને મનમૂકી કરી નાંખ. રાજરાણી થવું એ તારે માટે શકય નથી. રાજવનિતાનું જે સ્થાન મેળવવા તું ઝંખે છે એના કરતાં ઊંચે સ્થાને તું બેઠી છું. હજાર ઉપાયે પણ રાજા તારા માથાનો એક વાળે લઈ જઈ શકે એમ નથી, એ વાતને તું ચોક્કસ માનજે. હું એનું અહિં આવવાનું પણ ટાળી નાખીશ. તું દેવદાસી છે. દેવ-પ્રતિનિધિને દાવે તું મારી સ્ત્રી છે. આજથી તારા ઉપરનો એ અધિકાર હું ધારણ કરું છું. તું મારી છે ' "

વિશોકાના ગળામાંથી ભયવિહ્વળ એક અસ્ફૂટ અવાજ નીકળ્યો. ઘૃણાની બળી તે જોરથી એક બે ડગલાં પાછી હટી ગઈ અને પ્રચંડ ક્રોધે ગરજી ઊઠી, ' ના કદિ નહિ. હું દેવતાની દાસી છું. પિંગલેશ્વર મારા સ્વામી છે. બીજી વાર તમે આવી વાત કદિ કહેશો નહિ. "

" ઠીક......હું નહિ કરીશ......પણ રાજાએ એવી વાત કરી ત્યારે તે સાંભળવાની તો બહુ ગમી હતી ! "

" તે એવા માણુસ નથી. એમણે એવી વાત મને કદિ કરી નથી. તમે અહિંથી ચાલ્યા જાવ નહિ તો હું મોટી ઠાકુરણને બોલાવી બધી વાત કહી દઉં છું. "

પથારી ઉપરથી પુરોહિત ઊભો થઈ ગયો. સ્હેજ હસીને કહ્યું; " શું કહેવાની ? પુરાણકાળથી આ રિવાજ ચાલ્યો આવે છે. આદિકાળથી દેવદાસી માત્ર પુરોહિતોની જ સંપત્તિ ગણાતી આવી છે, એ વાત કોણ નથી જાણતું ? અને તારી મોટી ઠાકુરણ પણ દેવદાસી શિવાય બીજું છે શું ? પુરોહિતની સ્ત્રીનું પદ કંઇ તુચ્છકારવા જેવું નથી હોતું સમજી ? ઠીક, આજે તો હું જાઉં છું. રાજાની આશા છોડીને હવે તું નિરાંતે સૂઇ જા. જોજે પણ કાલે આ બધી ખોટી વાત મગજમાં ભરી રાખીને ઊઠતી નહિ. તું કોઇની માલકીની નથી–તું કેવળમાત્ર મારી છે. "

માયા જાળે બધું જાણે બદલી નાંખ્યું ! સ્વર્ગયાત્રીએ આંખ મીંચી જોયું–ક્યાં સ્વર્ગ ? રસાતલમાં ? વિશોકાને મન પોતે દેવની દાસી હતી. એને બીજી કોઈ વાત સાથે નિસ્બત નહોતી. દેવતાએ જ એની બધી ભાવના ભરી લીધી હતી. પણ હવે દેવતાં ક્યાં હતા ? દેવતા તો એમના મંદિરના ભક્તો, સાધકોની પૂજાભકિત ગ્રહણ કરવામાં રોકાઈ રહ્યા હતા. અને એમની દાસી પોતે તો નિઃસંગી,

નિર્બાંધવ, અને નિઃસહાય હતી! ભયંકર અવસાદ એનું અંગાગ સમસ્ત જાણે ભાંગી ભરખી જતો હતો.

કોઇ એક ગૃહસ્થરમણી પોતાનું બાળક લઈને ઠાકુર પ્રણામ કરવા આવી હતી. તે રોજ આવતી. એના આવવામાં કદિ ચૂક નહોતી થતી. તે દિવસે સુવેશ ભૂષિતા હાસ્યરહસ્યમયી એ રમણીને મંદિરના ગર્ભદ્વારે એક ખૂણામાં એકાકિનીભાવે બેસી રહેલી જોઈને વિશોકાએ પાસે જઇ પૂછ્યું; "કેમ બેન, શું થયું છે?"

રમણીના ખોળામાં બેઠેલું બાળક હસતું હસતું બોલી ઊઠયું: "મા મ્ મા!"

વિશોકાએ એના તરફ નજર ફેંકી. આહા, કેવું સુંદર–કેવી નધર એની કાન્તિ હતી! કેવું ઉલ્લાસભર્યું એનું હાસ્ય હતું! જોર કરીને એણે બંને હાથ લાંબા કરી માતાના ખોળામાં બેઠેલ અબોધ બાળકને પોતાની કેડમાં લેવા કર્યું. છોકરું હસતું હસતું હાથ પહોળા કરી 'મા...મ્...મા' બોલવા લાગ્યું. અહા! એ માતૃ સંબોધનમાં બ્રહ્માંડની કેટલી માધુરી ભરી હતી? એના સ્વરની તાલે તાલે વિશોકાનો પ્રાણ હર્ષપુલકિત થઇને થનગની રહ્યો. એની જનની-ભાવભરી એવી છાતી ફૂલી ઊઠી. હાથમાં લઈ કોઇ મસ્તયૌવના પેઠે બાળકને તે બચીઓ ભરવા લાગી.

"બેન, તને છોકરાં બહુ ગમતાં લાગે છે નહિ?" બાળકની માતાએ પૂછ્યું. "પણ બસ હવે. લાવો એને મને. કોઇ જોઈ જશે-તો વળી લોકો મારી નિંદા કરવા મંડી પડશે."

આ વાતનો સાર વિશોકા સમજી શકી નહિ. બાળકને બંને હાથે છાતી સરસું ચાંપીને અશ્ચર્યચકિત નયને એણે પૂછયું: "કેમ નિંદા શા માટે કરે?"

" નિંદા નહિ કરે ? તમે લોકો નાચનારી ગણાવ. તમારી સાથે ગૃહસ્થઘરનાં છોરાંછૈયાં હળીમળી શકે કે ? તું બેન બિલકુલ છોડી જેવી છું. અને દેખવે બહું સુંદર છે એટલે તારા ઉપર વહાલ ઉભરાયા વગર રહેતું નથી. પણ આ ધંધે નહિ ચઢીને કોઈ ભદ્ર ઘરમાં તેં વિવાહ કીધા હોત તો કેવું સારું ! બાઈ માણસ થઈને કેવું ફૂટયું કપાળ ! તારો વિવાહ થઈ શકે એવું નહોતું શું ? "

" પિંગલેશ્વર મારા સ્વામી છે. "

" ઓ મા ! માણસના તે વળી દેવ કોઈ દિ' ધણી થયા સાંભળ્યા છે કે ? બેન, આ બહુ હલકું કામ ! રૂપ વેચવા મંદિરમાં રહેવું ? તારી જીકર પણ બહુ ભારે ભાઈ ! કેમ બીક લાગે છે ? " કહીને વિશોકાના હાથમાંથી પોતાનું બાળક લઈને રમણી ચાલી ગઈ.

પિંગલેશ્વર આજ એનું સ્થાન હતું ! એ કેવું કેવું માનીને પોતાની જાતને આજ સુધી દેવી પદે નિયુક્ત થયેલી ગણતી હતી ! પોતે નાચનારી જ હતી ! ગૃહસ્થવધૂઓ એનો ઓછાંયો લેતાં પણ બ્હીતી હતી ! પવિત્રમાં પવિત્ર શિશુદેહ પણ એની પિપાસાતપ્ત છાતીના સ્પર્શ માત્રથી કલંકિત થતો હતો ! આ જીવન કેવું દુસહ હતું ! માતા નહિ, પિતા નહિ, સ્વામી–ના, સ્વામી પણ કયાં હતાં ? પિતા-માતા નહિ, સ્વામી નહિ–એટલે સંતાન પણ કયાંથી હોય ? ઘર, ભાઈભાંડુ અને આરામરિનગ્ધ શાંતશિતલ એકાદી મૃત્યુશય્યા પણ એના નસીબે મળવાની નથી. તો હવે કોની આશા રાખવી રહી ? કોઈની નહિ, તે પોતે દેવાર્પિત પણ નહોતી, માનવાર્પિત પણ નહોતી. દેવને નામે માત્ર ભ્રષ્ટ થયેલી માનવીની ક્રીડાદાસી હતી. હાય પુરોહિત ! અરે ઓ ક્ષુદ્ર બાળક ! આ અનભિજ્ઞ શૂન્યતામાં તેં કેવી દુરંત ક્ષુધાની લાય લગાડી હતી ? આવી વિશ્વગ્રાસી ક્ષુધા ધારણ કરીને માનવી કદિ ય જીવી શકે ખરું ?

સન્ધ્યાનાં મ્લાન અંધકારમાં લતામંડપની ઓથે આવીને ધીમે સાદે રાજાએ હુંકારો કર્યો; 'વિશોકા !'' કોઈ એ જવાબ નહિ આપ્યો. રાજાનો સમસ્ત આત્મા શી જાણે કોઈ અજ્ઞાત આશંકાના ભયથી થડકીને કમકમી ઊઠયો. લતામંડપની ઓથ છોડી સહેજ આગળ ફરી બીજીવાર રાજાએ વ્યગ્રકંઠે સાદ પાડ્યો, 'વિશોકા—'

દૂરથી એકાએક કંઈ કોલાહલ વાયુલહરીમાં તરવરી આવ્યો. ભય, વિસ્મય અને ઉત્તેજના મિશ્રિત એ ધ્વનિ હતો. સાવચેતી ભર્યે પગલે રાજાએ ધીરે રહીને એ અવાજ તરફ પગ ઉપાડયા. મંદિર નજીક આવતાં રાજાએ જોયું કે બારણા પાસે ભારે ભીડ જામી હતી. સંધ્યા થઇ ગઈ હોવા છતાં આજે મંદિરમાંથી આરતીનો શંખનાદ ગાજતો નહોતો. શાથી ? ભક્તવૃંદનો વંદનધ્વનિ પણ આજે નિસ્તબ્ધ શાંત હતો. શું હશે ? બારણા પાસે ઊભેલાં પાસેથી રાજાને ખબર પડી કે દેવની આરતી–પૂજા આજે બંધ હતી

સાંજ પડતાં દેવસેવકો આરતી–પૂજાની તૈયારી માટે આવ્યા ત્યારે એમણે જોયું–મંદિરમાં આસન જમાવી જુવાન દેવદાસી મહા-ધ્યાનમાં મગ્ન હતી. એના ધ્યાનની અનંત સમાધિનિદ્રામાંથી હજી કોઈ એને જગાડી શકયું નહોતું–જગાડવાની સંભાવના પણ નહોતી.

અનુરૂપાદેવી

૩

# અપરિચિતા

**આ**જે મારી વય માત્ર સિત્તેર વર્ષની છે. આ જીવન એની દીર્ઘતાને હિસાબે કે ગુણવત્તાને હિસાબે મોટું છે એ કહી શકાય એમ નથી. તો પણ એણે એક વિશેષ મૂલ્ય પ્રાપ્ત કર્યું છે. જેના દેહ ઉપર ભ્રમર આવીને બેઠો હતો એવા એક ફૂલના જેવું આ જીવન છે. મારા આ જીવનનો એક નાનકડો ઇતિહાસ છે. એ ક્ષુદ્ર ઇતિહાસની ક્ષુદ્ર કથા આજે લખીશ. ક્ષુદ્રને જેઓ સામાન્ય માનીને એની અવજ્ઞાગર્ભિત ઉપેક્ષા કરતા નથી તેઓ એમાં સમાયેલ રસ માણી શકશે.

કૉલેજમાં જેટલી પરીક્ષા પાસ કરવાની હોય છે તે બધી મેં પાસ કરી દીધી હતી. નાનપણમાં માસ્તર મહાશય મારા દેખાવડા ચહેરાને શાલ્મલિફૂલની સાથે સરખાવીને રમૂજ કરતા. પણ મને એથી ભારે શરમ લાગતી. પરંતુ ઉંમર વધતાં એમની તુલનાનું રહસ્ય હું સમજી શકયો.

મારા બાપ એક સમે ગરીબ હતા. પણ વકીલાતના ધંધામાં એમણે ખૂબ પૈસો ભેગો કર્યો. પણ એ પૈસાનો ઉપભોગ કરવાનો અવસર એમને મળ્યો નહિ. મૃત્યુનો છેલ્લો શ્વાસ લઈને એમને જે શાંતિ મળી એ જ એમની શેષ શાંતિ હતી.

તે વખતે મારી ઉંમર નાની હતી. માએ મને મોટો કર્યો. મા ગરીબઘરની હતી એટલે અમે ધનવાન હતાં એ વાત એ ઘડીયે ભૂલી શકતી નહોતી અને મને પણ ભૂલવા દેતી નહિ. હું હાથેખોળે રમીને જ મોટો થયો. એટલે છેવટ લગી હું પૂરેપૂરો માણસ થઇ શકયો નહિ. અન્નપૂર્ણાના ખોળામાં ગજાનનનો નાનો ભાઈ હોઉં એવું આજે પણ મને જોતાં લાગે.

મારા ખરા વાલી ને કર્તાકારવતા મારા મામા. તે મારા કરતાં ઘણું કરીને છ એક વરસ મોટા હશે. પરંતુ રણની રેતીની માફક એમણે અમારા સમસ્ત ગૃહસંસારને પોતાના અંતરમાં શોષી લીધો હતો. એમના શિવાય અમારે ત્યાં એક અણું ય હેરફેર થતું નહિ. આથી મારે કોઈ વાતે જવાબદારીભર્યો વિચાર કરવાનો રહેતો નહિ.

બધી કન્યાઓના પિતા કબૂલ કરતા કે હું સત્પાત્ર હતો. બીડી સુદ્ધાં પીતો નહોતો. સત્પાત્ર થવામાં મારે કશી ઝંઝટ નહોતી એટલે હું સત્પાત્ર થઈ શકયો. માતાની આજ્ઞા પ્રમાણે વર્તવાનો ગુણ મારામાં હતો—વસ્તુતઃઆજ્ઞા ઉલ્લંઘવાની શક્તિ જ મારામાં ન હોતી. અન્તઃપુરના હુકમ પ્રમાણે વર્તવાના મતનો સ્વીકાર કરીને હું જીવતો હતો—સ્વયંવર કરનારી કોઇ કન્યા હોય તો મારા આ ગુણને એણે યાદ રાખવો.

ઘણાં કુલીન કુટુંબોમાંથી મારે માટે માગાં આવતાં હતાં. પરંતુ મામા-જે આ દુનિયામાં મારા ભાગ્યદેવતાના સોલ ઍજન્ટ હતા—નો મારા વિવાહ બાબતમાં અનોખો મત હતો. ધનવાનની કન્યા એમને પસંદ નહોતી. મારા ઘરમાં જે કન્યા આવે તે નીચી મૂંડીએ આવે એવું

એમને જોઇતું હતું. ગર્વિતા કન્યા એમને લાવવી નહોતી. છતાં પૈસાની લાલસા એમનાં અસ્થિમજ્જામાં જડાયેલી હતી. એટલે તેઓ એવો વેવાઈ ઇચ્છિતા હતા કે જેની પાસે પૈસા નહોય અને છતાં વાંકડો આપવા તૈયાર થાય. એટલે એનું નિરંતર શોષણ કરી શકાય. અને ઘેર આવે ત્યારે જેની સરભરા કરવામાં નહિ આવે તો પણ અપમાન થયેલું નહિ ગણે.

મારો મિત્ર હરીશ કાનપુરમાં નોકરી કરતો હતો. રજામાં કલકત્તા આવીને એણે મારું મન ખળભળાવી મૂકયું. એણે કહ્યું; " અલ્યા, છોકરી જો જોઇતી હોય તો એક દિલખુશ છોકરી છે. "

થોડા દા'ડા પહેલાં જ હું એમ. એ. પાસ થયો હતો. નજર પહોંચે ત્યાં સુધી સામે કાજકર્મહીન નિષ્કૃીય જીવનનું રણ પથરાયેલું હતું. પરીક્ષા નહિ, ઉમેદવારી નહિ, નોકરી નહિ, પોતાનો ઘર-કારભાર સંભાળવાની પણ ખાંખદ નહિ—એ સંભાળવાની તાલીમે નહોતી મળી, ઇચ્છા પણ નહોતી. જીવતરની ભીતરમાં હતી મા અને બહાર હતા મામા.

આ અવકાશની મરુભૂમિમાં મારું હૃદય તે વખતે વિશ્વવ્યાપી નારીરૂપનાં ઝાંઝવાં જોતું હતું—આકાશપ્રતિ જેની દૃષ્ટિ હોય, વાયુ-લહરીમાં જેનો નિશ્વાસ હોય અને તરુમર્મરમાં જેની ગોપન કથા હોય.

એવી પરિસ્થિતિમાં હરીશે આવીને કહ્યું; " છોકરી જોઇતી હોય તો એક—" મારાં દેહમન વસન્તવાયુમાં ફરફર ફરકતી બકુલ-વનની નવપલ્લવિત કૂંપળોની પેઠે તડકો છાંયો દેખવા લાગ્યાં. હરીશ રસિક માણસ હતો. વસ્તુનું રસિક વર્ણન કરવાની એનામાં ભારે શક્તિ હતી.—અને મારું મન તૃષ્ણાર્ત હતું. મેં હરીશને કહ્યું; " એકવાર મામા આગળ વાત નથી જો ને ? "

અસર જમાવવામાં હરીશ અજોડ હતો. એટલે બધે એની વાહ વાહ બોલાતી. મામાના બેઠકખાનામાં વાત ઉપાડવામાં આવી.

પણ મામાની નજરે તો છોકરીના કરતાં છોકરીના બાપની વાત વધારે મહત્ત્વની હતી. મામા જેવું ઇચ્છતા હતા તેવું જ બાપની સ્થિતિ સંબંધે હતું. એક સમે તેને ત્યાં લક્ષ્મીનો મંગળકૂપ ભરેલો હતો. હવે એ ખાલી કહીએ તોય ખોટું નહિ. તળિયું જરાતરા ભીનું હોય તો હોય. વતનમાં લાજ આબરુ સાચવવાં મુશ્કેલ લાગતાં એ પશ્ચિમ તરફ જઇને રહેતા હતા. એક દીકરી સિવાય એમને બીજું કંઈ સંતાન નહોતું. એટલે એની પાછળ લક્ષ્મીનો ખાલી ઘડો ફોડી નાખતાં પણ એ અચકાય એમ નહોતું.

એ બધી સારી વાત હતી. પણ કન્યાની ઉંમર પંદર વરસની જ હતી એ સાંભળી મામાનું મન જરા પાછું પડી ગયું. કુળનો તો કંઈ વાંધો નહોતો. બાપ કયાંય કન્યાને લાયક વર મેળવી શકયો નહોતો. એક બાજુ વરનું બજાર બહુ મોંઘુ હતું—અને બાપ જનક-પ્રતિજ્ઞા લઇને બેઠો હતો. એટલે એ સબૂરી પકડીને બેઠો હતો. બાપે સબૂરી પકડી હતી પણ કન્યાની ઉંમર કંઈ થોડી જ સબૂરી પકડવાની હતી ?

ગમે તેમ પણ હરીશની રસિક જીભને વિજય વર્યો. મામાનું મન એણે પીગળાવ્યું. વિવાહની ભૂમિકા તૈયાર કરી. કલકત્તા બહારની પૃથ્વીનો બાકીનો જે ભાગ હતો એ બધો મામાને મન આંદામાન બેટ સમો હતો. જીંદગીમાં એક જ વાર એક ખાસ કામે તેઓ કોન્નગર સુધી ગયા હતા. મામા જો મનુ ભગવાન હોત તો તો હાવરાના પુલના સીમોલ્લંઘનનો એમણે એમની સંહિતામાં નિષેધ ફરમાવ્યો હોત. મને નજરોનજર કન્યાને જોઈ આવવાનું મન થયું. પણ હિંમત કરીને મામાને પૂછી શકયો નહિ. કન્યાને આશીર્વાદ આપવા અમારા વિનુદાને મોકલવાનું નક્કી થયું. વિનુદા મારા ફઈભાઈ હતા. એમનો અભિપ્રાય, રુચિ અને દક્ષતા ઉપર હું સો ટકા નિર્ભર થઇ શકું એમ હતું. જઈ આવીને વિનુદા બોલ્યા; " એ ઠેકાણું ખોટું નથી.

છોકરી સો ટચની છે!" વિનુદા અત્યંત ચોકસાઈ શુદ્ધ ને વકીલ-સાઈ ભાષા બોલે. જ્યાં આપણે ચમત્કારિક બોલીએ ત્યાં એ 'ઠીક, સાધારણ' એવું વિશેષણ વાપરે. એવા વિનુદાએ જ્યારે સો ટચની વાત કરી ત્યારે મને મનમાં થયું કે મારા ભાગ્યવિધાતા પ્રજાપતિ સાથે મારે સારો મેળ હતો.

૨

કહેવાની જરૂર નથી કે લગન લેવા માટે કન્યા પક્ષને જ કલકત્તે આવવુ પડ્યું. કન્યાના પિતા શંભુનાથબાબુ હરીશ ઉપર કેટલો વિશ્વાસ ધરાવતા હતા તેનો પ્રત્યક્ષ પુરાવો એ હતો કે શંભુનાથ-બાબુ માત્ર લગનના ત્રણ દહાડા પહેલાં મને આશીર્વાદ આપવા આવ્યા ત્યારે જ એમણે સ્વચક્ષુએ મને પહેલીવાર જોયો. એમની ઉંમર ચાળીશની આસપાસ હશે. વાળ કાળા હતા. માત્ર મૂછના વાળમાં ક્યાંક ક્યાંક ધોળાશ દેખાવા માંડી હતી. માણસોની ભીડમાં સૌથી પહેલાં એમના ઉપર આપણું ધ્યાન જાય એવો પ્રતિભાસૂચક એમનો ચહેરો હતો.

મને જોઈને તેઓ રાજી થયા હોય એવું તો લાગ્યું પણ સમજવું કઠણ હતું; કારણ કે એઓ ઘણા ગંભીર હતા. જે એક બે વાત એમણે કરી તે પણ જાણે મહા પરાણે બોલ્યા હોય એ રીતે કરી. મામા તો એમની સાથે વાત કરવામાં આડીઅવળી રીતે એક વસ્તુ ઉપર જ ભાર મૂકતા હતા કે ધન, માન અને કુળગૌરવમાં આ શહેરમાં અમે કોઈનાથી ઊતરતા નહોતા. શંભુનાથબાબુ મામાની આ વાતમાં કોઈ રીતે રસ બતાવતા માલમ પડતા નહોતા. કશોય હુંકારો ભણ્યા વિના મામાની વાત એઓ નિરસભાવે સાંભળ્યા કરતા હતા. હું હોત તો તરત બોલતો અટકી જાત પણ મામાને અટકાવવા શક્ય નહોતું. ઊલટાનું એમણે તો શંભુનાથબાબુનો નિર્લેપ

ભાવ જોઇને એવો અર્થ કર્યો કે એ માણસ નિર્જીવ જેવો હતો. કશું તેજ મળે નહિ. આથી મામા તો રાજી થયા; કારણ કે તેજવાન વેવાઈ હોય તો દમ શે ભીડાવી શકાય? શંભુનાથબાબુએ વિદાય લીધી ત્યારે મામાએ એમને ઉપરથી જ વળાવ્યા. ગાડીમાં બેસતાં સુધી સાથે નહિ ગયા.

વાંકડા બાબતમાં બંને પક્ષ તરફથી પાકી વાત થઈ ગઈ. મામા પોતાને અસાધારણ પંક્તિના ચતુર માનીને મલકાતા હતા. બોલી કરવામાં ક્યાંયે જરાસરખી પણ છટકબારી એમણે રાખી નહોતી. રોકડા રૂપીઆનો આંકડો તો નક્કી કર્યો જ હતો પણ ઘરેણાગાંઠાં સંબંધે પણ કંઈ કંઈ જણસો ને શું ભાવના સોનાની લેવી તે વાત પાકી કરવામાં આવી. હું પોતે તો આવી વાતમાં હતો નહિ–આપવા લેવાનું શું ગોઠવ્યું તે પણ હું જાણતો નહોતો. મનમાં મને હતું કે આ સ્થૂળ બાજુ પણ લગ્નની એક પ્રધાન બાજુ હતી અને એનો ભાર જેના માથા ઉપર હતો તે જરા પણ ઠગાય એવા નહોતા. બહુ જ ઉસ્તાદ ને પાકા માણસ હોવાને લીધે તો મામા અમારા ગૃહસંસારમાં એક અભિમાન લેવા જેવા માણસ ગણાતા. અમને લાગતીવળગતી કોઇ પણ બાબતમાં મામા પોતાની બુદ્ધિની લડાઈમાં જીતવાના જ એ વાત બધાં સમજતાં હતાં. એટલે તો અમારે જે ચીજનો અભાવ ન હોય અને સામાવાળા પાસે એ ચીજ ન હોય તોય અમે એની સાથેના લેણદેણની અમારી દુન્યવી જીદમાં પેલાને હંફાવીને ફાવી જ જવાના એ સ્વતઃસિદ્ધ વાત હતી. એથી બીજા મરો કે જીવો.

શરીર પર હળદરના લેપડા લગાવ્યા. જાનૈયા એટલા બધા થયા કે એમની સરભરા કરવા માટે નોકરો રાખવા પડે. એમને વિદાય કરવા જતાં સામાવાળાને દેવાળું કાઢવું પડશે એ વાત યાદ કરીને મામા અને મા ખૂબ હસ્યાં.

બેંડ, ભૂંગળ, નાચગાનની મંડળી વગેરે મોટા અવાજનાં સાધનો જ્યાંથી જેટલા મળે એમ હતાં તે લઇને એ બધાંનું મિશ્રણ કરીને એક પ્રકારનો બર્બર કોલાહલ મચાવતા ગાંડાની હાથી મારફત સંગીત-સરસ્વતીનું કમળવન દલિત કરીને હું સાસરવાસે જઇ ચહોંચ્યો. વીટીંઓ, હાર અને જરઝવેરાતનો જથો મારા શરીર ઉપર એટલો બધો જમાવ્યો હતો કે જાણે ઘરેણાની દુકાન લિલામ કરવા કાઢી હોય એવો ભાસ થવા લાગ્યો. એમના ભાવિ જમાઇનું મૂલ્ય કેટલું હતું તે સ્પષ્ટ સ્વરુપે શરીર ઉપર લખીને ભાવિ શ્વસુર સાથે મુકાબલો કરવા હું જતો હતો.

મામા વિવાહ–ઘરમાં પેસીને રાજી થયા નહિ. એક તો ઉતારા ઘરમાં જાનૈયાનો સમાસ જ થઈ શકે એવું નહોતું. આ ઉપરાંત જાનીવાસ માટે સરભરા કરવાની સાધનસામગ્રી સા’વ મધ્યમ પ્રકારની હતી. શંભુનાથ બાબુનો વ્યવહાર પણ બિલકુલ ઠંડી ઉદાસીનતા પ્રગટ કરતો હતો. એમનો વિનય અજસ્ત્ર નહોતો. મોઢા-માંથી એક બોલ જ નહિ નીકળે ને! કમરે ચાદર બાંધેલી, બેઠી ડોક, તાલ પડેલી, શ્યામ સ્થૂળ એવું શરીર. એમના એક વકીલ મિત્રે હસતે મોંએ અનુપમ વિનયપૂર્વક હાથ જોડીને બધી બાજી સમાલી લીધી ન હોત તો જાનૈયાઓ ધાંધલ મચાવીને આ પાર કે પેલે પારનો જ વેત ઉતારત.

મંડપમાં હું બેઠો એ પછી થોડી વારે જ મામા શંભુનાથ બાબુને પડખેના ઓરડામાં બોલાવી લઈ ગયા. એમની વચ્ચે શી વાત થઇ તેની ખબર નથી પણ થોડી વારે શંભુનાથબાબુ મારી પાસે આવીને બોલ્યા; “બાબુજી, એક વાર આ બાજુ આવો ને જરા?”

બાબત આ હતીઃ—બધાને માટે નહિ હોય પણ કોઇ કોઈ માણસને જીવનમાં કંઇક ધ્યેય હોય છે. મામાને જીવનમાં એક

ધ્યેય હતું કે પોતે કદી પણ કોઈથી ઠગાવું નહિ. એમને એક બીક હતી કે એમનો વેવાઈ એમને ઘરેણા આપવાની બાબતમાં ઠગી જવા માગતો હતો. વિવાહવિધિ પતી ગયા પછી એ ઠગાઈનો પ્રતિકાર તો થઈ શકવાનો નથી. ગાડીભાડુ,.........વિદાય કરવાની રકમ વગેરે નક્કી કરવામાં શંભુનાથબાબુનો એમને જે અનુભવ થયો હતો એ ઉપરથી એમને લાગ્યું કે એ માણસના કહેવા ઉપર વિશ્વાસ કરવા જેવું નહોતું. એટલા માટે ઘરના સોનીને સુદ્ધાં સાથે લાવ્યા હતા. ઓરડામાં જઈને જોઉં છું તો એક બાજુ મામા બેઠેલા છે અને એમની પડખે દાંડી, ત્રાજવું ને કસણીનો પત્થર લઈને બાંકડા ઉપર સોની બેઠો હતો.

શંભુનાથબાબુએ મને કહ્યું: "તમારા મામા કહે છે કે વિવાહકર્મ થયા અગાઉ જ એઓ વાંકડામાં દેવાનાં બધાં ઘરેણા તપાસી જોવા માગે છે એ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?"

હું નીચી મૂંડીએ મૂંગોમૂંગો બેસી રહ્યો.

મામા બોલી ઊઠયા: "એ વળી શું કહેવાનો હતો? હું જે કહીશ તે પ્રમાણે જ થશે."

મારા તરફ ફરીને શંભુનાથબાબુ બોલ્યા: "તો એમની વાત જ બરાબર છે એમ ને? એઓ જે કહેશે એ પ્રમાણે જ થવું જોઇશે એમ ખરૂં નહિ? એ બાબતમાં તમારે કશું કહેવાનું નથી ને?"

માથુ ધુણાવીને મેં કહ્યું, "એ બધી બાબતમાં માથુ મારવાનો મને અધિકાર નથી."

"ઠીક તો બેસો. કન્યાના શરીર ઉપરથી બધાં ઘરેણા હું ઉતારી લાવું છું." કહીને તે ઊઠયા.

મામા બોલ્યા : " અનુપનું આહ શું કામ છે ? એ ભલે મંડપમાં બેસતો."

" ના મંડપમાં નહિ, અહિંજ બેસવું પડશે." શંભુનાથ બાબુએ કહ્યું. થોડીવાર પછી એક ટુવાલમાં બાંધેલાં ઘરેણાં લાવીને એમણે ગાદી ઉપર રાખ્યાં. બધાં એમના બાપદાદાના જમાનાના ઘરેણાં હતાં. આધુનિક ફેશનની સૂક્ષ્મ કારીગરી નહિં. જેવાં મોટાં હતાં તેવાં વજનદાર પણ હતાં.

સોની ઘરેણાં હાથમાં ઝાલી બોલ્યો : " એમાં બીજું શું જોવા જેવું છે ! એમાં મેળવણી નથી. આવું સોનું હાલના જમાનામાં વપરાતું પણ નથી." મામાએ તરત એમની ડાયરીમાં ઘરેણાંની યાદી લખી લીધી. રખે જે બતાવેલાં એમાંથી એકાદું ઓછું આવે ! હિસાબ કરી જોતાં જણાયું કે ટચ, વજન અને સંખ્યાનું પ્રમાણ જેટલું આપવાનું નક્કી થયેલું એના કરતાં કયાંયે વધારે હતું.

ઘરેણામાં એરીંગની એક જોડ હતી. શંભુનાથ બાબુએ એ જોડ હાથમાં લઇ સોનીને આપીને કહ્યું : " આની પરખ કરી જો."

સોની બોલ્યો : " એ વિલાયતી માલ છે. એમાં સોનાનું પ્રમાણ ઓછું છે."

શંભુનાથબાબુએ એરીંગની જોડ મામાના હાથમાં આપી કહ્યું : " આ તમેજ રાખી લ્યો."

હાથમાં લઇને મામાએ જોયું કે સગપણ કર્યું ત્યારે પોતેજ એ એરીંગની જોડ આપેલી.

મામાનું મોં લાલચોળ થઇ ગયું. દરિદ્રી એમને ઠગવા માગતો હતો પણ પોતે ઠગાય એમ નહોતા એ આનંદની તૃપ્તિથી પોતે વંચિત થયા એટલું જ નહિ પણ એ દરિદ્રે તો ઠરાવેલા કરતાં પણ વધારે

આપ્યું હતું ! અત્યંત ભારે મોં કરી એમણે કહ્યું : " અનુપમ જા તું. મંડપમાં જઇને બેસ."

શંભુનાથબાબુએ કહ્યું, " ના, હમણાં મંડપમાં જવાશે નહિ. ચાલો, પહેલાં આપ લોકોને જમાડી લઉં."

મામા બોલ્યા–" એ શું વાત ? લગન–"

શંભુનાથબાબુ બોલ્યા, " એની ચીંતા કરશો નહિ. પહેલાં ઊઠો." માણસ બિલકુલ ભોળા જેવો દેખાતો હતો પણ અંદરખાનેથી ભારે પક્કો હોય એમ લાગ્યું. મામાને ઊઠવું પડ્યું. જાનૈયાઓનું જમવાનું પણ પતી ગયું. વ્યવસ્થાનો ભારે આડંબર નહોતો. પરંતુ રસોઈ સરસ હતી અને બધું સુઘડસ્વચ્છ હતું એથી બધાંને સંતોષ થયો.

જાનૈયાનો જમણવાર પતી ગયા પછી શંભુનાથબાબુએ મને જમવા માટે કહ્યું. મામાએ કહ્યું, " એ કેવી વાત ? લગન થયા પહેલાં વર શી રીતે જમવાનો હતો ? "

આ બાબતમાં મામાના અભિપ્રાય પ્રત્યે સંપૂર્ણ ઉપેક્ષાવૃત્તિ દાખવતા શંભુનાથબાબુ મારા તરફ જોઇને બોલ્યા, " તમે શું કહો છો ? જમી લેવામાં કંઇ દોષ છે ?

મૂર્તિમતી માતૃઆજ્ઞાસ્વરુપ મામા હાજરાહજૂર હતા. તેમની વિરુદ્ધ કંઈપણ કરવું મારે માટે અસંભવિત હતું. હું જમવા બેસી શક્યો નહિ. એટલે શંભુનાથબાબુએ મામાને કહ્યું, " આપ લોકોને તસ્દી આપી છે. અમે લોકો પૈસાવાળા નથી એટલે આપને છાજે એવી વ્યવસ્થા સરભરા અમે કરી શક્યા નથી, એ બદ્દલ માફ કરશો. રાત પડી ગઈ છે અને આપને ઝાઝી તકલીફ આપવા માગતો નથી એટલે હવે—"

મામા બોલ્યા, "તો મંડપમાં ચાલો. અમે તો તૈયાર જ છીએ."

શંભુનાથ બાબુ બોલ્યા, "તો આપ લોકોને માટે ગાડી બોલાવી મંગાવું ?"

આશ્ચર્યચકિત મામા બોલ્યા, "તમે મશ્કરી કરો છો નહિ વારુ?"

શંભુનાથ બાબુ બોલ્યા, "મશ્કરી તો તમે લોકો કરતા આવ્યા છો. મશ્કરીના સ્પર્શને સ્થાયી કરવાની ઇચ્છા મારી નથી."

મામા બેઉ આંખો પહોળી કરીને અવાક થઇ ગયા.

શંભુનાથ બાબુએ કહ્યું, "મારી કન્યાનાં ઘરેણા હું ચોરી લઇશ એવો અંદેશો જે લોકોના મનમાં આવે એમને હું કન્યા દેવા તૈયાર નથી."

મને એક શબ્દ સરખોય કહેવાનું એમને જરૂરી નહિ લાગ્યું. કારણ અત્યાર સુધીમાં એ સાબિત થઇ ચૂકયું હતું કે હું કશુંય નહતો.

એ પછી જે બન્યું એનુ વર્ણન કરવાની મારી ઇચ્છા નથી. હાંડીઝુમ્મર તોડીફોડીને, રાચરસીલું વેરવિખેર કરી નાખીને વરયાત્રાનું દળ દક્ષયજ્ઞના ઉત્સવનો બહિષ્કાર કરતું રવાના થઇ ગયું.

પાછા ફરતી વખતે બેંડવાજાં, ગાયન મંડળી ને ઢોલ ભૂંગળ બધું શાંત જ રહ્યું. અને આતશબાજીનાં ઝાડતારાએ આકાશી તારા ઉપર પોતાના કર્તવ્યનો ભાર છોડી દઇને કયાં નિર્વાણપ્રાપ્તિ કરી તેનો યે પત્તો નહિ લાગ્યો.

૩

ઘરનાં બધાં ઊભાં ને ઊભાં સળગી રહ્યાં. કન્યાના બાપને આટલું બધું ગુમાન ? બધાં કહેવા લાગ્યાં, "જોઇએ હવે દીકરીનુ

લગન કેવો કરે છે. " પરંતુ દીકરીનો વિવાહ થશે નહિ એ ભય જેના દિલમાં નથી એને સજા કરવાનો રસ્તો શો ?

સમસ્ત બંગ દેશમાં હું જ એક પુરુષ હતો—જેને કન્યાના બાપે લગનની ચોરીમાંથી જાતે પાછો કાઢયો હતો. આવા સત્પાત્રના કપાળમાં કયો અપશુકનિયો ગ્રહ આવડું મોટું કલંક લગાડી ગયો ! અને તે પણ આવડો મોટો સમારંભ યોજાવીને, બેંડ વાજાં વગડાવીને અને રંગ રોશની કરાવીને ? લગન કરવા દીધા વિના અમને ખવરાવીને છેતર્યા એ વાત ઉપર બધા કપાળ કૂટવા લાગ્યા. પીરસેલાં ભાણાંને ઠેસે ઉડાવીને પાછા આવી શકાયું હોત તો અફસોસ મટયો હોત.

વિવાહ કરવાનો વચનભંગ અને અપમાન કરવાનો આરોપ મૂકીને દાવો માંડવા માટે મામા ઉધમાત મચાવવા લાગ્યા. શુભેચ્છક મિત્રોએ કહ્યું કે એમ કરવા જશો તો તમાસો અધુરો રહ્યો હશે તે પણ પૂરો થશે.

હું પણ ખૂબ ગુસ્સે થઈ ગયો હતો એ કહેવાની જરૂર નથી. કોઈ રીતે શંભુનાથબાબુ ભારે સંકડામણમાં આવી જાય ને દાંતે તરણું પકડી અમારી પાસે આવે એમ મૂછે તાલ દેતો હું ઇચ્છવા લાગ્યો.

પરંતુ આવેશની શ્યામલ સ્રોતરેખાની પડખે જ બીજી એક રેખાનો સ્રોત વહેતો હતો—જેનો વર્ણ શ્યામલ નહોતો. મારું સમસ્ત મન તે અપરિચિતા તરફ દોડી રહ્યું હતું–હવે તેને કોઈ પ્રકારે તાણી તોડીને મારા ઘરમાં લાવી શકું એમ નથી. એ દિવાલની પડખે જ રહી ગઈ. એના ભાલ પ્રદેશે ચંદનની આછી પાતળી રેખા, શરીરે લાલ સાળુ, ઉજ્જવળ મુખે લજ્જાની મોહક રકિતમા, અને એના હૃદયના ભીતરમાં શું ભરેલું હશે તે તો શી રીતે કહી શકું ? મારી સ્વર્ગભોમની કલ્પલતા જાણે વસન્તનાં ફૂલોની સમસ્ત વૈભવશ્રીનો

મને પરિચય આપવા નીચી નમીને પડી રહી હતી–પવન વાય, સુગંધનો પમરાટ મહેકે, પાંદડાંનો મર્મર સાંભળું–હવે માત્ર એક કદમ મૂકવાનું બાકી રહ્યું–એ વખતે પેલા એક પગલાંનું બાકી અંતર અચાનક અસીમ થઈ પડયું !

આટલો વખત રોજ સાંજે વિનુદાને ઘેરે જઇને એમને હું ખૂબ હેરાન કરતો હતો. વિનુદાની વર્ણનની ભાષા અત્યંત ટૂંકી હોવાથી એમની એકે એક વાતે તણખાની માફક મનના ભીતરમાં આગ ચેતાવી દીધી હતી. એમની પાસેથીજ મેં સાંભળીને સમજી લીધું હતું કે છોકરીનું રુપ કોઈ અસાધારણ હતું; પરંતુ મેં ન તો એને મારી નજરે દીઠી કે ન એની છબી જોઇ–બધું જ અસ્પષ્ટ થઈ રહ્યું. બહારથી તો તે પકડી શકાઇ નહિં; તેને મનમાંએ વસાવી શકયો નહિં–એટલા માટે મન તે દિવસનાં લગ્નમંડપની દિવાલની બહાર ભૂતની માફક દીર્ઘ નિશ્વાસ નાખતું ભમવા લાગ્યું.

હરીશ પાસેથી સાંભળ્યું હતું કે છોકરીને મારો ફોટોગ્રાફ બતાવવામાં આવ્યો હતો. પસંદે પડયો હશે જ ને ! પસંદ ન પડવાનું તો કંઇ કારણ નહોતું. મારું અંતર મને કહેતું હતું કે એ ફોટોગ્રાફ એણે એની પેટીમાં સાચવીને સંતાડી રાખ્યો હતો. એકલી એકલી ઓરડો બંધ કરીને એકાંત બપોરને વખતે તે પેટી ખોલીને ફોટા કેમ નહિ જોતી હોય ? એ જ્યારે ફોટા ઉપર એકદમ ઝૂકી પડીને જોતી હશે ત્યારે એના મોંની બંને બાજુએ થઇને છબી ઉપર એના ફરફરતા કેશ કેવા પથરાઈ જતા હશે ! બહાર કોઇનો સંચળ થતાં વેંત તે જેવી એના પાલવમાં એ ફોટોગ્રાફને સંતાડી દેતી હશે.

દિવસો જાય. એમ કરતાં એક વરસ નીકળી ગયું. મામા તો શરમના માર્યા વિવાહની વાત જ ઊંચકી શકતા નથી. બિચારાં માની ઇચ્છા એવી હતી કે અપમાનનો પ્રસંગ નાતજાતના લોકો વીસરી ગયા પછી મારા વિવાહની વાત ઊંચકવી.

આ બાજુ મેં સાંભળ્યું કે છોકરીને સારો વર મળતો હતો પણ એણે પણ લીધું હતું કે પોતે લગન કરશે નહિં. સાંભળીને મારું મન આનંદપુલકિત થઈ ગયું. મારાં કલ્પના ચક્ષુદ્વારા હું જોઇ શકયો કે તે પેટ ભરીને ખાતી નહોતી. એનાં પિતા એના મોં સામુ જોતા ને વિચારતા કે મારી પુત્રી આવી કેમ થતી જતી હતી? અચાનક દીકરીના ઓરડામાં એક દિવસ બાપે દાખલ થઇ જોયું તો એની બેઉ આંખો પોશ પોશ આંસુએ ભરેલી. એમણે પૂછ્યું, "દીકરી, તને શું થાય છે તે મને કહે."–દીકરી એકદમ પાલવ વતી આંસુ લૂછી નાખતી કહે છે, ' કંઈએ થયું નથી બાપુજી." બાપની એકની એક દીકરી –બહુ લાડકોડની દીકરી હતી. સૂકવણા વરસમાં ફૂલની કળીની માફક પોતાની પુત્રી રોજ રોજ કરમાઇ જવા લાગી એટલે પિતાનાં અંતરને અસહ્ સંતાપ થવા લાગ્યો. અભિમાન વેગળું મૂકી દઈને તેઓ અમારે ત્યાં દોડી આવ્યા. તે પછી? તે પછી શું? મનમાં જે શ્યામવરણો સ્રોત વહેતો હતો તેણે કાળા સાપનું રૂપ ધારણ કર્યું. એ કહેવા લાગ્યું, ' તો બહુ સારું. ફરી એકવાર લગનની તૈયારી કરો. રંગરાગ જમાવો. જાનૈયા બોલાવો. રોશની જલાવો. સગાંસાગવાંને આમંત્રણ પાડવો. પછી તમે વરની ફૂલટોપી પગ તળે છૂંદી નાખી, તોફાન જગાવી, લગનના મંડપમાંથી વિવાહ ભાંગી ચાલી આવો.–' પણ પડખેજ વહેતી આંખનાં આંસુના જેવી શુભ્ર જે બીજી ધારા હતી, તેણે રાજહંસનું રૂપ ધારણ કરી કહ્યું; "જે રીતે એક દિવસ હું દમયન્તીના પુષ્પવનમાં પહોંચ્યો હતો તે રીતે મને એક વાર ઊડી જવા દો–હું વિરહિણીને કાને એક વાર સુખની ખબર પહોંચાડી આવું.–" તે પછી? તે પછી દુઃખની રાત્રી પૂરી થઇ. સુખની નવવર્ષાનાં છાંટણાં થયાં. કરમાઈ ગયેલી પુષ્પકળિકા પ્રફુલ્લિત થઈ ઊઠી.–આ વેળા પૃથ્વીનાં બીજાં બધાં પેલી દિવાલની બહાર રહ્યાં અને અંદર માત્ર એક માનવીએ પ્રવેશ કર્યો. તે પછી? તે પછી કથાનો અંત આવ્યો.

૪

પણ વાતનો પાર એ રીતે નહિ આવ્યો. જ્યાં આવીને એ પૂરી થઇ છે ત્યાંનું થોડું વિવરણ કરીને મારું આ લેખન સમાપ્ત કરી દઉં.

માને લઇને હું તીરથયાત્રાએ ઊપડયો. એની જવાબદારી મારી ઉપર હતી. કારણ, મામાએ હજી સુધી પણ હાવરાનો પૂલ પસાર કરવાની હિંમત ભીડી નહોતી. ગાડીમાં ઊંઘતો હતો. આંચકા ખાઇ ખાઇને માથામાં ઝમઝમ અવાજ થતો હતો. એવામાં એકાએક કોઇ એકાદા સ્ટેશને જાગી ઊઠયો. તિમિરપ્રભામાં મળી ગયેલું બહાર પણ સ્વપ્ન સમ ભાસતું હતું. માત્ર આકાશના તારા ચિરપરિચિત—અને બીજું બધું અજાણ્યું અસ્પષ્ટ દીસતું હતું. સ્ટેશનના દીવાઓ ખડા થઇને અજવાળું પકડીને ઊભા ઊભા આ પૃથ્વી કેટલી અપરિચિત હતી અને આસપાસનું કેટલે આઘે હતું તે બતાવતા હતા. ગાડીમાં મા ઊંઘતી હતી. ગાડી ધીમે ધીમે ઊપડતી હતી.

એ વખતે આ અદ્દભુત પૃથ્વીની અદ્દભુત રાત્રે કોક બોલી ઊઠયું: "—જલદી આવ. અહિં જગ્યા છે."

મનમાં થયું જાણે ગીત સાંભળ્યું. બંગાળી છોકરીના મોઢામાંથી નીકળતા બંગાળી શબ્દો કેટલા મધુરા હોય છે તે આવી રીતે આવા કુસમયે ને કજગાએ સાંભળ્યા હોય ત્યારે ખ્યાલમાં આવે. પરંતુ એ સૂર કેવલ માત્ર કોઇ સ્ત્રીનો જ હતો એવું ન હોતું; એ અવાજ એવા કોઈ ખાસ મનુષ્યનો હતો જે સાંભળીને લાગે કે આવી મધુરી બોલી કદી સાંભળી નથી.

મૂળથી જ ગાવાના અવાજ પરત્વે હું ભારે સંવેદક્ષમ હતો. રૂપ વસ્તુ પણ કંઇ ઓછા મહત્વની નથી પણ માનવીના ભીતરમાં જે અંતરતમ અને અનિર્વચનીય તત્ત્વ હોય છે તેના પ્રતિબિંબ જેવો

તો મને એનો સ્વર જ લાગે છે. મેં એકદમ ગાડીની બારી ખોલી નાખી. બહાર ડોકાઇ જોયું–કંઇ દેખાયું નહિ. પ્લેટફોર્મના અંધારામાં ઊભોઊભો ગાર્ડ એના એકાક્ષી ફાનસને ઊંચુનીચું કરતો હતો. ગાડી ઊપડી,–હું બારી પાસે બેસી રહ્યો. મારી આંખ સમક્ષ કોઇની મૂર્તિ ખડી નહોતી, પરંતુ હૃદયમાં એક રૂપ નિરખી રહ્યો. તે જાણે એ તારામયી રાત્રીના જેવું હતું. આપણને પોતે ચારે બાજુથી ઘેરી લે પણ આપણે તો એને ઝાલી જ ન શકીએ ને? ઓ હે સૂર, અજાણ્યા કંઠના સૂર, એક નિમિષ માત્ર માટે તું મારા ચિરપરિચિત આસન ઉપર આવીને બેઠો. શા આશ્ચર્ય ભરપૂર છે તું! ચંચલ કાળના ક્ષુબ્ધ હૃદય ઉપર ફૂલની માફક તું ફૂટયો; તારી અપરિમેય કોમળતાને જરા સરખો ય ડાઘો લાગ્યો નહિ.

ગાડી લોહ મૃદંગ ઉપર તાલ દેતી દેતી ચાલી–અને હું મનમાં ગાન સાંભળતો સાંભળતો ચાલ્યો. એ ગાનની એ જ ટૂંક "ગાડીમાં જગ્યા છે કે?" જગ્યા છે, છે–જલદી આવવાની હાંક મારી છે તો જલદી જ આવું છું, એક ક્ષણ પણ વિલંબ થશે નહિ.

રાતે સારી ઊંઘ નહિ આવી. લગભગ દરેક સ્ટેશને એકવાર મેં બહાર કાઢીને જોતાં, મને બીક પેઠી કે જેને જોઈ શકયો નથી તે રખેને રાત્રે કોઈ સ્ટેશને ઊતરી પડે.

બીજે દિવસે સવારે એક મોટા સ્ટેશને ગાડી બદલવાની હતી. અમારી પાસે પહેલા વર્ગની ટિકિટ હતી. આશા હતી કે મારા ડબામાં ભીડ નહિ થાય. નીચે ઊતરીને જોઉં છું તો લશ્કરી સાહેબ લોકોનું મોટું ટોળું સામાન. લઈને ગાડીની રાહ જોતું ઊભું હતું. કોઇ ટુકડીનો જનરલ સાહેબ પર્યટને ઊપડતો હતો. બે ત્રણ મિનિ- ટમાં ગાડી આવી પહોંચી. લાગ્યું કે પહેલા વર્ગનો ડબો ભાગ નહિ

આવે. માને સાથે લઇને ક્યા ડબ્બામાં દાખલ થવું એ મૂંઝવણમાં હું પડયો. આખી ગાડીમાં ભીડ હતી. ડબ્બે ડબ્બે ડોકાતો ડોકાતો હું ફરવા લાગ્યો. એ વખતે સેકંડ કલાસના ડબ્બામાંથી કોઈ છોકરી મારી મા તરફ સંબોધન કરતી બોલી, ' આપ લોકો અમારા ડબ્બામાં આવો. અહિં જગ્યા છે. "

હું ચમકી ઊઠયો. અગાઉનો જ આશ્ચર્ય મધુર કંઠ અને અગાઉના જ ગાનની મનમોહક ટૂંક, ' જગ્યા છે. ' ની ! લગીરે વિલંબ કર્યા વિના માને લઈને હું એના ડબ્બામાં ચઢી ગયો. સામાન લેવાનો પણ સમય નહોતો રહ્યો. મારા જેવો પોચો દુનિયાંમાં બીજો કોણ હશે ? પેલી છોકરીએ જ કૂલીઓને માથેથી ચાલતી ગાડીએ મારા પોટલાં બિસ્તરા ઉંપાડી લીધાં. ફોટોગ્રાફ લેવાનો મારો એક કેમેરા સ્ટેશન ઉપર જ પડી રહ્યો—એ પણ મારાથી લેવાયો નહિ.

તે પછી-શું લખીશ તે જાણતો નથી. મારા મનાં એક અખંડ આનંદની છબી છે તેને ક્યાંથી શરૂ કરું ને ક્યાં પૂરી કરું ? બેસી બેસીને એક પછી એક લખવાનાં વાક્યોની યોજના કરવાની ઈચ્છા થતી નથી.

આ વખતે પેલા સૂરને સ્વનેત્રે જોયો. જાણે સાચેસાચ સૂરનું જ રૂપ નહિ હોય ! માના મોં તરફ જોઉં છું તો શું માલમ પડે છે ? એની આંખ પણ પલકારો માર્યા વિના ટગરટગર એને નિહાળી રહી છે. છોકરીની ઉંમર સોળ સત્તર વરસની હશે. પરંતુ નવા આવેલા યૌવને એના દેહ ઉપર ક્યાંયે ભાર ચાંપી દીધો હોય એવું માલમ પડતું નહોતું. એની ચાલ સહજ હતી, દીપ્તિ નિર્મલ હતી, સૌંદર્યની શુચિતા અપૂર્વ હતી, એના દેહ પ્રાણમાં જાણે ક્યાંયે ખોડખાંપણની કાલિમાનો અંશ સરખો ય નહોતો.

મને લાગે છે, લંબાણ કરીને કશું કહેવું મારે માટે અસંભવિત થઇ પડયું છે. એટલું જ નહિ પણ એણે ક્યા રંગનો સાળુ પહેર્યો

હતો તે પણ ચોક્કસ કહી શકીશ નહિ. એટલું સાવ સાચું છે કે એના પહેરવેશની લઢણમાં તો એવું કશું નહોતું જે ખાસ કરીને આંખે ચઢી આવે. રજનીગંધાની શુભ્ર મંજરીની માફક મૃદુ કોમલ દાંડી ઉપર ઊભી રહીને જે ઝાડ ઉપર એ હતી તે ઝાડને પણ પોતાની શોભાથી ઢાંકી દેતી હતી. સાથે બે ત્રણ નાની નાની બાળિકાઓ હતી. એમની સાથે એની ઠઠ્ઠા મશ્કરી ને હસવા કૂદવાનો પાર નહોતો. હું હાથમાં એક ચોપડી લઈને વાંચવાનો ઢોંગ કરતો એમની ગમ્મતના ધાંધલ તરફ કાન માંડી રહ્યો હતો. મારા કાને જે શબ્દો પડતા હતા તે માત્ર નાનાં છોકરાં સાથેના છોકરવાદના જ શબ્દો હતા. એમની વચ્ચે જાણે ઉંમરનો કશો તફાવત નહોતો. નાનાં છોકરાં સાથે એ પણ નાની બાળકી જ બની ગઇ હતી. સાથે છોકરાંઓ માટેની થોડી સચિત્ર પુસ્તિકાઓ હતી—એમાંથી કોઈ એકાદી વાત વાંચી સંભળાવવા માટે છોકરીઓ એની સાથે તોફાન કરતી હતી. વાંચી સંભળાવવાની વાત એમણે એની પાસેથી અગાઉ વીસ પચીસ વાર સાંભળેલી તો હતી જ. તો પછી છોકરીઓ આટલી બધી હઠ કેમ કરતી હતી તે પણ મને સમજાયું. તે સુધામય કંઠના સોનાવરણા દેહના બધા જ બોલ સોનાવરણા થઇને બહાર નીકળતા હતા.

યુવતીનો સમસ્ત દેહ પ્રાણથી ભરપૂર હતો. એના હલનચલનમાં, બોલવામાં ને હસવા કૂદવામાં પ્રાણ જ થનગન્યા કરતો હતો. એટલે જ બાલિકાઓ એને મોઢેથી વાત સાંભળે ત્યારે વાત જ નહિ પણ જાણે એને પોતાને સાંભળતી હોય એવો અનુભવ એમને થતો. એમના હૃદય ઉપર પ્રાણનું ઝરણું વહેવા લાગતું. એના એ ઉદ્‌ભાસિત પ્રાણે મારા તે દિવસના સૂર્યરશ્મિને સજીવ ચેતનવંતુ કરી મૂક્યું. મને થયું મને જે પ્રકૃતિએ ચોમેરથી વેષ્ટિત કરી લીધો હતો તે પ્રકૃતિ જાણે એ તરુણીનો અમ્લાન, અકલાન્ત, વિશ્વવ્યાપી વિસ્તાર જ હતો.

બીજે સ્ટેશને પહોંચીને મીઠાઇ વેચનારને બોલાવીને તેણે ખૂબ મીઠાઇ ખરીદી લીધી. અને બધી છોકરીઓથી વીંટળાઈને તે એ મીઠાઈ વિના સંકોચે નાની બાળકીની માફક ઉડાવવા લાગી. હું કેવો શરમાળ પ્રકૃતિનો હતો ! હું કેમ હસતાં હસતાં એ છોકરીઓ પાસેથી મીઠાઇ માગીને ખાઇ શક્યો નહિ ? હાથ લંબાવી મારા લોભને તૃપ્ત કરી શક્યો નહિ ?

મા તો સારા ને માઠાની મિશ્ર લાગણી અનુભવતી અન્યમનસ્ક થઈ ગઇ હતી. ડબામાં હું એકલો પુરુષ આદમી હતો તો યે એ તરુણીને જરા પણ શરમ સંકોચ ન્હોતાં. ને ખાસ કરીને પેટભરાની માફક નાની છોકરીઓ સાથે મીઠાઈ ઉડાવતી હતી તે માને ઠીક ન લાગ્યું. એટલે એને નિર્લજ્જ ગણવાનું ય એને મન થઇ ગયું. એને લાગ્યું કે એ છોકરી ઉંમરે વધી હતી પણ ભાને વધી નહોતી. મા એકદમ કોઈ સાથે વાતચીત કરી શકતી નહોતી. મનુષ્યથી દૂર ને દૂર જ રહેવાની એને ટેવ હતી. આ છોકરી સાથે વાત કરવાની એને ખૂબ ઇચ્છા થઈ આવી પણ સ્વભાવનો સંકોચ એ દૂર કરી શકતી નહોતી.

એવામાં ગાડી એક મોટા સ્ટેશને આવી પહોંચી. પેલા જનરલ સાહેબના સાથીગોઠિયાઓની મંડળી આ સ્ટેશને ગાડીમાં બીજે જગ્યા શોધવા મંડી. ગાડીમાં ક્યાંયે જગ્યા ન હોતી. અમારા ડબા પાસેથી અંદર ડોકાઈને એ લોકો બે ત્રણ વાર પસાર થઇ ગયા. મા તો બીકની મારી જડ થઇ ગઈ હતી. હું યે મનમાં ગભરાતો હતો.

ગાડી ઊપડવાને થોડી વાર હતી. એ વખતે રેલ્વેનો એક અમલદાર નામ લખેલી બે ટિકિટ લઇને અમારા ડબામાં દાખલ થયો અને બાંકડાના ઓશીકા આગળ એ બંને ટિકિટ ફેંકીને

એણે કહ્યું, "આ ડબ્બાની આ બે બેંચ અગાઉથી જ બે સાહેબોએ રીઝર્વ કરાવી લીધી છે. આપ લોકોને બીજા ડબ્બામાં જવું પડશે."

હું તો એકદમ ગભરાઇને ઊભો થઇ ગયો. પેલી તરુણીએ હિંદીમાં જવાબ આપ્યોઃ "અમે ડબ્બો છોડનાર નથી."

પેલા માણસે રોશપૂર્વક જવાબ આપ્યો, "ના છોડયા વિના ચાલે એમ નથી."

પરંતુ પેલી છોકરીઓના નહિ ખસવાના ચાળા જોઈને અમલદાર ઊતરી ગયો ને થોડી વારમાં અંગ્રેજ સ્ટેશન માસ્તરને બોલાવી લાવ્યો. પેલો આવીને બોલ્યો, "તમને ઊઠાડતાં મને દિલગીરી થાય છે પણ હું લાચાર છું."

સાંભળીને હું તો કૂલી, કૂલી, ની બૂમો મારવા લાગ્યો. તરુણી ઊભી થઇને લાલચોળ આંખો કાઢી એકદમ ગરજી ઊઠીઃ "ના તમે જઈ શકશો નહિ. બેઠા છો એમ જ બેસી રહો."

કહીને એ બારણાં વચ્ચે ઊભી રહીને સ્ટેશનમાસ્તરને અંગ્રેજીમાં કહેવા લાગી, "આ ડબ્બો આગળથી રીઝર્વ કરવામાં આવ્યો છે એ ગલત વાત છે—કહીને તેણે નામ લખેલી ટિકિટો બાંકડા ઉપરથી ઉપાડી ફાડી તોડીને બહાર પ્લેટફોર્મ ઉપર ફેંકી દીધી.

એવામાં ગણવેશ પહેરેલ સાહેબ ત્યાં આવી પહોંચ્યો. ગાડીમાં પોતાનો સામાન રાખવા માટે તે સાથેના માણસોને કહેવા લાગ્યો. એ પછી છોકરીના મોં તરફ તાકીને, તેની વાત સાંભળીને અને રોશ જોઇને સ્ટેશનમાસ્તરનો હાથ ઝાલી એક બાજુએ લઈ ગયો. ત્યાં એમની વચ્ચે શું વાતચીત થઇ તેની મને ખબર નથી. પણ માલમ પડ્યું કે ગાડી ઊપડવાનો સમય થવા છતાં પણ ગાડી થોભાવી રાખી બીજો ડબ્બો જોડાવી સાહેબ એમાં બેઠા પછી જ ગાડી ઊપડી. તરુણી તો પોતાની બાલિકાની સેનાને લઈને ફરી પાછી મીઠાઈ ઉડાવવા

લાગી હતી. અને હું શરમનો માર્યો અંદરખાનેથી સળગી રહેલો બારી બહાર ડોકું કાઢી પ્રકૃતિની શોભા જોવા લાગ્યો હતો.

કાનપુર સ્ટેશને ગાડી આવીને થોભી. તરુણીએ પોતાનો સામાન બાંધવા માંડ્યો—સ્ટેશને એનો હિંદુસ્તાની નોકર લેવા માટે આવ્યો હતો.

હવે માથી રહેવાયું નહિ. એણે પેલી તરુણીને પૂછ્યું, "તારું નામ શું મા?"

"મારું નામ કલ્યાણી" યુવતીએ જવાબ આપ્યો. સાંભળીને મા અને હું બંને ચમકી ઊઠયાં

"અને તારા પિતા–"

"તેઓ અહિં ડાક્ટર છે. એમનું નામ શંભુનાથસેન."

એ પછી બધાં ઊતરી ગયાં.

## ઉપસંહાર

મામાની નામે નહિ ગણકારીને અને માતૃઆજ્ઞાનું ઉલ્લંઘન કરીને હું કાનપુર આવ્યો છું. કલ્યાણી અને એના પિતાની મેં મુલાકાત લીધી છે. મેં હાથે જોડ્યા ને મસ્તકે નમાવ્યું:—

શંભુનાથબાબુનું દિલ પીગળી ગયું છે. પણ કલ્યાણી કહે છે, 'હું વિવાહ કરવાની નથી.'

મેં પૂછ્યું "કેમ?"

"માતૃઆજ્ઞા." તેણે જવાબ આપ્યો.

શું સર્વનાશનો વ્યાપાર! સામે પક્ષે પણ મામા હતા કે શું? એ પછી સમજાયું કે ત્યાં મામા નહિ પણ માતૃભૂમિ હતી. વિવાહ ભાંગવાના બનાવ પછી કલ્યાણીએ કન્યાકેળવણીનું વ્રત લીધું હતું.

પણ હું આશા છોડી શક્યો નહિ. તે સૂર આજે પણ મારા હૃદયના સ્તરેસ્તરમાં રવરવી રહ્યો છે—જાણે સામે કાંઠે વાગતી બંસરી. મારા સંસારની બહારથી એણે આવીને મારા સમસ્ત સંસારને ભરી દીધો. તે રાત્રીના અંધકારમાંથી પેલા રણકતા શબ્દો મારા કાન ઉપર પડે છે. 'જગ્યા છે.' 'જગ્યા છે' એ મારા ચિરજીવનના ગાનની ટેક બની ગઈ છે. તે વખતે મારી ઉંમર હતી જુવાનીની, હમણાં આધેડની છે. હજીયે મેં એની આશા છોડી નથી પણ મામાને છોડી દીધા છે. એકનો એક દીકરો હોવાથી મા મને છોડી શકી નહિ.

તમને એમ લાગે છે કે હું વિવાહની આશા રાખી રહ્યો છું? ના, કોઈ કાળે નહિ. મારા મનમાં વસી ગઈ છે, તે રાતના અજાણ્યા કંઠના મધુર સૂરની આશા—'જગ્યા છે.' સાચે જ છે. ન હોય તો હું ઊભો ક્યાં રહીશ? તેથી જ વરસ પછી વરસ વહી જાય છે—હું અહિં જ છું. મળવાનું થાય છે ત્યારે તે કંઠ સાંભળું છું ને સવડ મળે તેનું કંઇ કામ કરી દઉં છું—અને મન મારૂં બોલી ઊઠે છે 'એ જ તો. જગ્યા મળેલી જ છે ને?' ઓ હે, અપરિચિતા તારા પરિચયનો અંત આવ્યો નથી, અંત આવશે પણ નહિ, પણ ભાગ્ય મારૂં સવળું હતું. તેથી જ તો જગ્યા મળી છે!

રવીન્દ્રનાથ ઠાકુર

—:*:—

૪

# રુદ્રનો આવિર્ભાવ

વિવાહ કર્યા પછી વ્યોમકેશ નોકરીને માટે મારી પાસે આંટા-ફેરા કરવા લાગ્યો. મેં કહ્યું -' અહિં તારે માટે નોકરી ક્યાંથી લાવું ? પણ જો તું કલકત્તા જવા માગતો હોય તો મામાને કાગળ લખું. '

કલકત્તામાં બડોબજારમાં સૂંઠમરીની દુકાન ખોલ્યા પછી મામા ખૂબ પૈસા કામ્યા હતા. એમને મેં લખ્યું. જવાબમાં એમણે જણાવ્યું જે બીજાને માટે નોકરીની ભલામણ કરવાને બદલે મારે જ સીધા કલકત્તા ઊપડી જવું. ગામડામાં પડ્યો પડ્યો શું કામ માખ માર્યા કરે છે ? નોકરી કરવાની ઈચ્છા હોય તો એક સરસ સ્થળે અનાયાસે બંદોબસ્ત થઈ જાય એમ છે. મારે માણસની જરૂર અવસ્ય છે પણ અજાણ્યા ઉપર મને જરાયે ભરોસો બેસે નહિ. શું કરવું, ધંધોરોજગાર કરીએ છીએ. શું લખું ? તું જાતે એકવાર નહિ આવી જાય ?

મામાનો કાગળ વાંચીને હું મનમાં એકલો એકલો હસ્યો. ગામડામાં પડી રહીને હું માખો જ મારું છું એમ !

વ્યોમકેશને કહ્યું, "નોકરી કર્યે શો દહાડો વળવાનો હતો ! તને થોડી જમીન કાઢી આપું. ખેતી કર. ગણોત કે ભાગબટાઈ માટે કશી ફિકર ન કરતો. ફસલમાં પાકમાંથી થોડો હિસ્સો આપવો હોય તો આપજે. કેમ રાજી છે ?"

વ્યોમકેશ હસી પડ્યો. ગાય બળદ ખરીદવાના યે પૈસા જોઈએ ને ? એ મેં એને ધીર્યા. જાણે કોઈ મહાન કીર્તિ મળતી હોય એવો ભાવ ધારણ કરીને મેં કહ્યું—"જમીનમાંથી કદાચ કંઈ નફો નહિ મળે તો આ ઋણ તારે આપવાપણું રહેશે નહિ."

મહા સમારોહપૂર્વક વ્યોમકેશ હળ ચલાવવા લાગ્યો. ઝળકદાર ભાષામાં અખબારોમાં એનો અહેવાલ મેં મોકલી આપ્યો. બી. એ. ભણેલો યુવક નોકરી સારુ ફાંફા મારવાનાં મૂકીને પોતાને હાથે ખેતી કરવા લાગ્યો છે. મોટાં મોટાં મથાળાં સાથે આ સમાચાર અખબારોમાં પ્રસિદ્ધ થયા. વ્યોમકેશને પણ થયું કે એ પણ કોઈ મહાન કાર્ય કરતો હતો, અને મને થયું કે ઠીક છે, મામા ઉપર આ રીતે ઠીક વેર વાળવાનું થયું.

વાસંતી શરુઆતમાં અહિં ગામડામાં આવવા તૈયાર નહોતી થતી. પણ અહિં આવીને ચારે બાજુ ખુલ્લું મેદાન, દૂર ખળખળ વહેતી નદી, અને નવી છબીની માફક ઝગઝગાટ મારતું ઘર જોઈને તે અવાક્ થઈ ગઈ. એ નાનપણથી જ શહેરમાં મોટી થયેલી. ગામડાંની વાત સાંભળતાં જ એના મનમાં બેલ ગાડીના પૈંડાના કીચુડ કીચુડ થતા કરૂણ આર્તનાદની માફક કલાન્તિકર અવસાદ છવાઈ જતો. પણ સાડીનો અંચળો ભરાઈ જાય એવા ખુલ્લા સૂસવતા પવનમાં જ્યારે એ નદીને કાંઠે આવીને ઊભી ત્યારે મેં સ્પષ્ટપણે

અનુભવ્યું કે તેની આંખમાં આનંદ રમી રહ્યો હતો. આટલા મોટા સૂના સામ્રાજ્ય ઉપર એની સત્તા અસીમ હતી. એનો એક હુકમ થતાં માણસો સો કામ કરી આપતાં હતાં! જોતજોતામાં એના હુકમે ઘર આંગણાં સામેની વેરાન જમીન ફૂલવાડીમાં ફેરવાઈ ગઈ. બે બાળવૃક્ષો ત્યાં હવામાં એક બીજાને ઘસાતાં શીતળ છાયા ઢાળી રહ્યાં હતાં. એની નીચે વેલનો એક મંડપ બનાવવામાં આવ્યો. ત્યાં સવારે એ વાંચતી અને નમતે પહોરે ફરી આવીને આરામ કરતી. દિલ્હીના દિવાનેખાસની છતની માફક વાસન્તીએ ફૂલને અક્ષરે લખ્યું કે સ્વર્ગ જેવું કંઈ હોય તો તે અહિં છે, અહિં છે!

અમારા મકાનના દક્ષિણ ભાગના ઓરડામાં અમે બેઠકખાનું બનાવ્યું. ભાઈબ્હેનોની કંઈ બલા નહોતી. વાતોમાં, હસવારમવામાં, ખાવાપીવામાં અમે પરસ્પરની નિર્જનતાને સંપૂર્ણપણે ભરી દીધી હતી. વાસન્તી જ્યારે રસોડામાં એકલી રસોઈ કરવા બેઠી હોય કે ઓરડામાં એકલો બેઠો બેઠો હું વાતો લખવામાં ગુંથાયો હોઉં ત્યારે પણ અમને સૂનું લાગતું નહોતું, જ્યારે કંઈ કામ કરતાં નહિ હોઈએ ત્યારે આકાશ ને અજવાળું, તારા ને અંધકાર અમારી આસપાસની નિર્જનતાને સ્વપ્નની માફક ઘેરી વળે.

મા મરી ગયા પછી મારા પિતા વિસ્તૃત આકાશની સાથે અસીમ વિરહ ભોગવતા હતા. હું તે વખતે કલકત્તામાં બોર્ડિંગમાં રહીને ભણતો હતો. અને ૧૯ મી સદીના છેલ્લા દાયકાના યુવકોની માફક કૉલેજમાં પૂરતી હાજરી નહિ ભરી હોવા છતાં પ્રત્યેક શનિવારે શ્વસુરગૃહની મહેમાની ચાખી આવતો. નવાઈ તો એ છે કે ખાણી-પીણી ને ગપ્પાંસપ્પાંમાં અજાણતાં જ મોડી રાત થઈ જતી ને બોર્ડિંગમાં જવાની છેલ્લી ટ્રામ ચૂકી જતો ત્યારે મનમાં થતું કે હવે ત્યાં પાછા જવાનો રસ્તો બંધ થઈ ગયો. ને પછી તો રવિવાર પણ ત્યાં જ રહી પડતો. સોમવારે મોડો ઊઠીને બોર્ડિંગનાં દોડતો.

આવી રીતે એક સોમવારે બોર્ડિંગમાં હું ગયો ત્યારે મને ખબર પડી કે મારા નામનો તાર આવીને પડયો હતો. બીજા ખબર નહોતા. મારા પિતાજી હૃદય બંધ પડવાથી મૃત્યુ પામ્યા હતા.

એ બધી બહુ લાંબી વાત છે. સસરાજીએ મને કલકત્તામાં જ કંઇ કામકાજ શોધી લેવાનું જણાવ્યું. દીકરી નજર સામે રહે એ એમને જોઇતું હતું અને ગામડામાં બંધિયાર તલાવડાંનું પાણી વાસન્તીને પીવાનું આવે એ એમને માટે અસહ્ય હતું. પણ મેં માન્યું નહિ. હું મારે ગામ જ આવ્યો. વાસન્તીને પણ સાથે લઇ આવ્યો. એણે ગમે તેટલું મ્હોં મચકોડ્યું છતાં અહિં આવીને ખુલ્લું મેદાન, નદી અને ભરીભરી ચાંદની જોઇને એની નજર ઠરી ગઇ. બાપના ઘરમાં તે પરાશ્રયી હતી. અહિં આવીને તે સર્વમયી કર્તાહર્તા થઇ બેઠી. જીવનમાં એનું સ્થાન ક્યાં હતું એની શોધ કર્યા પછી એના ગૌરવમાં વધારો થયો.

વાસંતીને મારે ઘેર લાવતી વખતે સસરાજી સાથે મોટો ઝઘડો કરવો પડયો. એમણે ક્રોધમાં ને ક્રોધમાં કહી નાખ્યું કે, " વાસંતી મારી આજ્ઞા ઉથામશે તો જીવનમાં હું કદી એનું મોઢું જોનાર નથી. " મેં વાસંતીના મોં સામું જોયું. તે ધીમે પગલે મારી પાસે આવીને ઊભી રહી. પોતાની દીકરીની આ ઉદ્ધતાઇ બાપ સહન કરી શકયા નહિં. બેઉ હાથે મોં ઢાંકીને એ ચિત્કાર કરી ઊઠયા. વાસંતીને લઇને એક ટેકસી ભાડે કરી સ્ટેશને જતાં રસ્તામાં મેં એને કહ્યું, " તેં રામાયણની સીતાની માફક આ વખતે મહા સાહસિક સતીનું દૃષ્ટાંત પૂરું પાડ્યું. "

હું ખાલી હાથે આવ્યો હતો. પણ લગ્ન વખતે સસરાજીએ હોંશથી આપેલી વસ્તુઓનો આગ્રહપૂર્વક મેં કબજો લીધો હતો. ખાટલા, ટેબલ, આલમારીઓ વાસણકુસણથી માંડીને વાસંતીના વાળની પીન અને મારી ઝરણા કલમની પીન સુદ્ધાં આવી પહોંચી.

વસ્તુઓ મોકલી એની સાથે એમણે એક કાગળમાં લખ્યું કે એ બધી વસ્તુઓ પોતાના ઘરમાં રાખતાં એમને ઘૃણા પેદા થતી હતી. એનો મેં વિનયપૂર્વક જવાબ આપ્યો કે એ ચીજો રાખી મૂકવાનો એમને કશો જ અધિકાર નહોતો. લગ્ન વખતે જે નગદ રોકડ મળેલી તેનો ઉપયોગ પુસ્તકો વગેરે ખરીદીને ઓરડાઓ ભર્યા. નીચે પાથરવાની શેતરંજીથી માંડીને ભીંતચિત્રો વગેરેથી ઘર ભરી દીધું.

પોતાના દેહશણગાર માટે વાસંતી એટલી બધી આગ્રહી નહોતી પણ ઘર શણગારવાના એના શોખને અંત નહોતો. પણ મારી નજર ઘર નહિ—ગૃહસ્વામિની તરફ હતી. વાસંતી દેખાવે કેટલી સુંદર હતી એનો વિચાર કરતાં મનની તૃપ્તિનો જાણે અંત નહોતો. પગની રક્તવરણી નખકણીથી માંડીને કૌતુહલભરી એની સુંદર આંખોની ચંચલ દૃષ્ટિ પર્યંત લાવણ્યની એક તરલ નદીરેખા નિઃશબ્દે વહ્યા કરતી હતી.

હું કહેતો, " વાસંતિ, આટલી બધી વસ્તુઓ ઘરમાં ભરે છે પણ એ બધું તારું જોવાનું કોણ છે ? લોકોને બતાવી નહિ શકાય એવી વિલાસિતામાં આનંદ શો ?

વાસંતી કમરે સાડીનો છેડો ખોસતાં જવાબ આપતી, "જોવાનું વળી બીજું કોણ ? હું અને તમે ?"

હું હસીને બોલી ઊઠતો, " પણ આપણને જોવાને વાસ્તે આપણે પોતે જ પૂરતાં નથી ! આ બધો ખોટો આડંબર જાતને સંકીર્ણ કરી રાખવા જેવું છે."

વાસંતી મરકતે મુખે એ બધું સાંભળી રહેતી.

જીવનમાં નવી જ આબોહવા ફેલાઈ રહી. ક્ષણેક્ષણ ગાઢ, પ્રથમ ચુંબનની માફક રોમાંચભરી હતી. ચોમેરથી એક પ્રકારનું મુક્તિનું આમંત્રણ મળતું હતું. વાસંતીના દેહના પ્રત્યેક રોમકૂપની પેઠે આકા-

શનો એકેએક તારક મને પરિચિત લાગવા માંડ્યો. વાસંતીના દેહમાં નૂતન આનંદ અને મારી અનુભૂતિમાં નૂતન તરેહની તીવ્રતા પ્રસરી રહ્યાં. ગામડાની જનહીન વિરાટ નિર્જનતામાં પણ અમને જરાય વસમું લાગતું નહિ. મારા કમરામાં બેસીને હું લખતો હોઉં ને વાસંતી રસોઇગૃહમાં રસોઇ પકાવતી હોય ત્યારે ય પ્રકૃતિ શાંતનિરવરુપે અમારા અંતરંગમાં આનંદધ્વનિનાં આંદોલનો રેલાવ્યા કરતી. શહેરના બહુજન કોલાહલની મધ્યે પણ મને પોતાને કેટલીવાર એકલાપણું લાગ્યું હતું!

આવા નૂતન નશાનો આસ્વાદ તજી શહેરમાં જઈ રસ્તાની ગાડી ઘોડાની આડફેટમાંથી બચવા માટે નિરંતર સાવધાનીથી ચાલીને રોજ રોજ કલાન્ત થઇ પડવાનું હું પસંદ કરીશ! મારા સસરા મને શું એવો માનતા હતા?

મારા પિતા રોકડ નગદ કંઈ બહુ મૂકી ગયા ન હોતા, પણ નાનકડું સુંદર ઘર, સરસ ઉપજાઉ થોડાં વીઘાં જમીન અને થોડા કિસાનો: એટલાથી પણ હું મારા જીવનને ચિરંતન રવિવારની રજાના આનંદથી ભરી દઈશ. કયા દુઃખે હું નોકરી કરું? પેટ ભરવાની કરુણ હરીફાઇને છોડી દઇ જે ભારે આરામમય જીંદગી હું ગુજારતો હતો એની તુલના હું શેનાથી કરું?

અંધારું પાથરી દેતી, ઝાડપાલાને પોતાના અંધકારમય પાલવે ઢાંકી દેતી વૃષ્ટિ પડવા લાગી. મીણબત્તીને અજવાળે હું એક નવી કહાણી લખી રહ્યો હતો. આરામખુરશીના પોચા ખોળામાં ડૂબીને વાસંતી કોણ જાણે ક્યારની ઊંઘી ગઈ હતી.

કાંન માંડીને હું દૂર નદીના વહેતા પ્રવાહનો ખળખળ અવાજ સાંભળતો હતો.

આછે અંધારે મઢાયેલો વાસંતીનો દેહ કોણ જાણે શાથી અત્યંત ક્લેદયુક્ત લાગતો હતો. મનમાં થયું કે ગામની અજસ્ર પ્રગાઢ શાંતિ એના શરીરને ખાઇ જીર્ણ કરી રહી હતી. કદાચ એને અહિં બહુ ગોઠતું ન યે હોય. વરસાદ પડવાના અવાજમાં એનો દીર્ઘ શ્વાસ સ્પષ્ટપણે સંભળાતો હતો. પારેવડાંની છાતીની માફક એના નરમ દેહને ઊંચકીને મેં બિછાનામાં સુવરાવી દીધો. જાગી ઊઠીને એણે મને ઝાલી રાખ્યો. કહ્યું–" મને ખૂબ બીક લાગે છે. "

મેં કહ્યું " બીક ? શેની બીક ? "

એનો જવાબ એણે નહિ આપ્યો. મારી છાતી ઉપર મસ્તક દબાવી તે ઊંઘવા લાગી.

મીણબત્તી ઓલવી નાખી હું ય સૂઇ ગયો. ઘનીભૂત વિસ્તૃત અંધકારને ચારે બાજુનો કોલાહલ ભેદી નાખતો હતો. એ કોલાહલ વાસંતી સહન કરી શકતી નહોતી. એની એને બીક લાગતી હતી. જનવિહીન મેદાનમાંથી વછૂટતા જોરદાર પવનનો સૂસવતો દીર્ઘશ્વાસ એને અસ્થિર કરી મૂકતો આખી રાત ઊંઘવા દેતો નહોતો.

સવાર થતાં ફરી પાછી પૂર્વવત્ નિઃશબ્દતા ! દિવસે વાસંતીની એકલતા જતી રહેતી, હસતે મુખે તે વસ્તુઓ સાફસૂફ કરતી અને બારીબારણાં જ્બીના કાચની પેઠે સાફ ચળકતાં કરી મૂકતી.

કાલે રાત્રે નદીએ ઘણી ભેખડો તોડી નાખી હતી. વાસંતીને લઇને હું તે જોવા નીકળ્યો.

વરસાદ આવતાં જ વ્યોમકેશ હોંશભેર જમીન વાવવા ખેડવા લાગ્યો હતો. એનામાં સ્ફૂર્તિ માતી નહોતી. તે પણ અમારી સાથે નીકળ્યો.

બહુ દૂર જવું નહિ પડ્યું. કિનારો તોડીને નદી ઘણે નજદીક આવી લાગી હતી. હજીય એનું તોફાન શમ્યું નહોતું. બેઉ કિનારા

છલકાવીને ભેખડો તોડતું પાણી દોડ્યું જતું હતું. એકદમ સીધી ભેખડ હતી. નીચે જોઈએ તો ચકરી આવે. જાણે હમણાં તમારા પગ નીચેની ભોંય પણ તાણી જવાની. કાલે રાતે નટવર ભૂમાલિનું ઘર નદી તાણી ગઈ હતી. સહેજમાં એ છોકરાંછૈયાં સમેત બચવા પામ્યો.

વાસંતીએ મને ત્યાં વધારે વખત ઊભો રહેવા દીધો નહિ. ગર્જના કરતી નદીની વિરાટ ભીષણ મૂર્તિ સન્મુખ ઊભાં રહેતાં એને ભય લાગતો હતો. મને થયું નદી એના ફીણાળા બે હાથ પહોળા કરી અમને એમાં સમાવી લેવાનું આમંત્રણ આપતી ન હોય! અમે ઊભાં હતાં ત્યાં નજીક જ જમીનનું એક ચોસલું ફસકી પડ્યું. વાસંતીને લઈને હું એકદમ નાસી છૂટયો.

માના ખોળામાં ઊંઘતા દુર્દાંત શિશુની માફક બપોર થતાં નદીનું તોફાન શમી ગયું હતું. વાસંતી હવે હસતે મોંએ વાત કરી શકતી હતી. ફરી અમે બેઉ બહાર ફરવા નીકળ્યાં—વ્યોમકેશ આ વેળા સાથે નહોતો. ફરતાં ફરતાં સ્મશાન પસાર કરીને અમે એક નિર્જન ટેકરી ઉપર જઈ પહોંચ્યાં. નદીએ ભાંગી નાખેલ એક જબરદસ્ત પીંપળાના ઝાડના થડ ઉપર અમે બેઠાં. સામે જ નદી હતી. હમણાં તો દેખવે જાણે શાંત સૌમ્ય બંગાળી કન્યા, મૃદુ મધુર કંઠે વાત કરતી હોય એમ વહેતી હતી. દરેક વાર નદી તરફ ફરવા ન આવવાનો ગમે તેટલો નિર્ણય કરું પણ નદીનું તાણ મને અવશવિવશ કરી મૂકતું હતું. બીજે ફરવા જવાની જગ્યા યે ક્યાં હતી? જ્યાં જઈએ ત્યાં નદીએ એનાં ચંચળ સુનીલ ચક્ષુ પાથરી રાખ્યાં હતાં. જોતજોતામાં એ કેટલી નજીક આવી પહોંચી! અમારા ઘરની દક્ષિણ દિશા તરફ જે ગાઢ ઝાડી એ તરફની ક્ષિતિજ-રેખાને ઢાંકી દેતી હતી તે એક દિવસ અદ્રશ્ય થઈ ગઈ! હવે દક્ષિણ દિશાના નીલ રંગને કશો ય અવરોધ નહિ રહ્યો. મુક્તિની આવડી મોટી સીમાહીનતા જોઈને અમે બંને ભય પામ્યાં. પરસ્પરથી

અમારો ભય છુપાવવાનો જેમ વધારે પ્રયત્ન કરીએ તેમ એ વધારે છતો થઇ જતો.

અમે જઈ પહોંચ્યાં તે સ્થળ ઝાડપાલાથી ઢંકાયલું કોક ખેડૂતનું ઘરઆંગણું હતું. નદી પાસે આવી પહોંચેલી જોઈને ઘરમાંથી એણે વિદાય લીધી હતી. આંગણાંમાં બધે ઘરવપરાશની ચીજો આમ તેમ વેરાયલી પડી હતી. નાસી જનાર ઉતાવળ ઉતાવળમાં બધી વસ્તુઓ ભેગી કરી શક્યાં નહોતાં–માણસના જીવન કરતાં તો એ વસ્તુઓ મોંઘી નહોતી! જીવ બચાવવા એને છોડીને માણસો ભાગી ગયાં હતાં! એ ત્યજાયેલ શૂન્ય ગૃહનો આનંદહીન દેખાવ જોઈને મારું મન શોક ઘેરું થઈ ગયું. હાલ એ ઘરનાં રહેવાસીઓ ક્યાં ગયાં હશે તેની મને ખબર નહોતી.

વાસંતી હળવે મને અનેક વાતો કરવા લાગી. આ જગ્યા ઉપર એક નાની સરખી નિશાળ બંધાવવાની એને ઇચ્છા થઇ હતી. છોકરીઓને ભણાવીને પોતાનો વખત જશે. મેં એની ઇચ્છા હંમેશ માન્ય રાખી છે–આજે પણ માન્ય રાખી. મેં કહ્યું, "ઠીક સરકાર મહાશયને કહી દઈશ. સામેના આંબાવાડિયા આગળ તાડનાં પાંદડાં છાઇને એક મકાન બનાવી દેવરાવશે. વાસંતી બોલી, "એક નાનું સરખું મકાન જોઈએ. એમાં વળી તાડના પાંદડા! પાકી ઢબનું હોય તે જ ઠીક છે."

"નાનું સરખું જોઇએ છે વાસ્તે તો પાંદડાં છાવાની વાત છે!"

"ગરીબ છોકરાં છોકરીઓ ભણવા આવશે એમ માનીને એવું ઝૂંપડા જેવું મકાન બંધાવવા માગો છો? બરાબર પાકું મકાન જોઈએ. ઉપલા વર્ગના છોકરાઓ થશે ત્યારે તમારે પણ માસ્તરગીરી કરવી પડશે. અલબત્ત હું તમારી અરજી મંજૂર કરીશ તો

આપણને બેઉને કામ મળશે ને વખતે જશે. એમને એમ તો બહુ કપરૂં લાગે છે. " વાસંતી બોલી.

મેં કહ્યું, " ખાલી મકાનથી જ ચાલી રહેશે ? "

" વાહ, બેંચ ખુરસીઓ ખરીદવાં નહિ પડે કે ? ગોળો, નકશો, પાટીઉં, આલમારી વગેરે હું મેળવી લઇશ. સરકાર મહાશયને કહીને તમે નાણાની વ્યવસ્થા કરજો ને ? "

" પણ ખરચ બહુ થઇ જશે. " મેં કહ્યું.

" તો પૈસા બીજા શા કામના છે ? આ કંઇ તુક્કાબાજીમાં તો નાણાં ખરચતી નથી. "

" —પૈસા લાવવા કયાંથી ? "

" સરકાર મહાશયને કહી દેજો. એઓ પૈસા પાણીની વ્યવસ્થા કરી દેશે. કામ વગર હું દા'ડા શી રીતે પસાર કરું તે કહો ને ? " બેચેનીમાં હું માંદી પડી જાઉં તો ખરચ કરવો પડે ને ! કેમ બરાબર ને ? " ગંભીર મિજાજ ધારણ કરતાં વાસંતીએ કહ્યું.

એનો એક હાથ મારા હાથમાં લઈને મેં દબાવ્યો. માથા ઉપરથી ઊડતાં પંખીઓની એક હાર ઊડી ગઈ. એમનાં પાંખના ફફડાટથી સમસ્ત નિઃસ્તબ્ધતા સ્પંદિત થઈ ઊઠી. આઘે તાડનાં પાંદડાંની ફાડમાં થઈને એક તારો દેખાવા લાગ્યો. સૂર્ય કયારે ડૂબી ગયો એ ખ્યાલમાં રહ્યું નહિં.

અંધારું ઘેરાવા લાગ્યું એટલે નદીને પાછળ રાખી અમે ઘરભણી ચાલવા માંડ્યું. જેમ આગળ આવતો જતો હતો તેમ મનમાં થવા લાગ્યું કે નદી પણ જાણે અમારી પાછળ પાછળ આવતી હતી. પાછળ ડોક ફેરવી નજર કરી જોઇ તો પ્રગાઢ શ્યામ-

વરણી રેતીના પટ ઉપર શરીર ઢાળીને નદી જાણે નિદ્રારત થઈ પડેલી હતી. લગીરે શ્વાસોચ્છ્વાસનું સ્પંદન નહોતું. જોઇને મનને નિરાંત વળી. મારા તરફ જોઈ ને વાસંતી કોણ જાણે શાથી જરા હસી.

પંદર વીસ દિવસમાં વાસંતીની શાળાનું મકાન ઊભું થઈ ગયું.

વાસંતીનો આનંદ ન જોયો હોય! રોજ ચમારનાં બે ત્રણ છોકરાંની ભરતી કરીને એણે અ, આ ની બારાખડી શરૂ કરી. એમાંનું એકે ભવિષ્યમાં હાઈકોર્ટનો જજ થવાનું નથી એમ વાસંતીને કહેવાની હિંમત કોની હતી!

બપોર થતાં રાંધવાખાવાનું પતાવી હાથમાં ચાક ને ડસ્ટર લેતીકને વાસંતી નિશાળે ઊપડે. અને રોજ ચમારનાં બે ત્રણ તોફાની છોકરાં શીખવેલી બારાખડી જેમ વધારે ભૂલી જાય તેમ એના ઉત્સાહમાં નવી ભરતી ચઢે. સજા કરવાની એની પદ્ધતિ બિલકુલ આધુનિક. મોટે સાદે તો એ જરા ય બોલે નહિં. એટલું જ નહિ પણ તોફાની છોકરાંને છાતી સરસાં ચાંપીને એને વહાલથી ચૂમીઓ લઇ અછોઅછો કરે.

મકાનના દક્ષિણ ભાગના ઓરડાની બારીએ બેઠો બેઠો હું એ બધું જોઉં અને વાર્તા લખવાની કથા ( પ્લૉટ ) ન જડવાથી કોઈ સંતાન કામનાતુર નારીની નિષ્ઠુર નિઃસંગતાને વાર્તાવસ્તુ બનાવી વાર્તા લખવાનો પ્રયત્ન કરું.

ગામમાં હમણાં કોઈ સંન્યાસી આવ્યો છે. યજ્ઞયાગ કરીને નદીને સૂકવી નાખશે એમ કહીને અમારા ઘરની સામેના મેદાનમાં એણે રાવટી તાણી. ત્યાં આજે ભારે ભીડ જામી હતી. પૂજા થવાની એટલે પ્રસાદ અવશ્ય વહેંચાવાનો એટલે ત્યાં ન જતાં નિશાળે જઈને

કક્કાને નામે કૂટી મારવાનું ચમારનાં છોકરાંને કેમ ગમે ? વાસંતીના ખોળામાંથી એ છટકીને ભાગી ગયાં.

પણ વાસંતી નિરાશ થાય એવી સ્ત્રી નહોતી. નિશાળના ઉમેદવારોની શોધમાં એ નીકળી પડી.

એ રીતે મહિનોમાસ પસાર થઇ ગયો. આટલી બધી માથાફોડ કરવા છતાં ય ચાર પાંચ છોકરાંથી વધારેનો એ ભરતી નહિ કરી શકી. નદી ગામને સફા કરતી જતી હતી. વાસંતીને હાથે શાળામાં દિગ્વિજયી થવાનો શોખ રાખી અહિં કોણ બેસી રહે એમ હતું ?

સન્તાનકામનાતુર નારીની, મેં વિચારી રાખેલી વાર્તા આજે વાસંતીને કહી સંભળાવાનો મેં વિચાર કરી રાખ્યો હતો; પરંતુ નદીની ગર્જના સાથે રાત્રીની અપાર નિઃશબ્દતાએ મળી જઈને એને એટલી લોથપોથ કરી ગૂકી હતી કે તે તરત ઊંઘી ગઇ. એની સૂવાની રીત એટલી કરુણ હતી અને એનો દેહ એટલો કૃશ લાગતો હતો કે મારું હૈયું દોદળું થઈ ગયું. પથારીમાં પડીને મેં એના રાત્રીની નિઃસ્તબ્ધતા સમાન શીતલ શરીરને ચૂમ્યું પણ એ જરાય સળવળી નંહિ. પૂર ઓસરી ગયેલી નદીની પેઠે એ નિર્જીવ પડી રહી.

મને લાગ્યું કે નદીની અનિવાર ઉચ્છૃંખલતા વાસંતીના યૌવનને ભરખી રહી હતી. નદીએ હવે એવું પ્રત્યક્ષ, દારુણ અને મોકળું પેટ કર્યું હતું કે વાસંતીને એણે અનાયાસે ઢાંકી દીધી. પ્રકૃતિ આગળ માનવીનો આવો અપ્રતિરોધ પરાભવ આ પહેલાં મેં કદી જોયો નહોતો.

વાસંતી હવે પહેલાં જેવી યૌવનભરપૂર રહી નહોતી. એના આવેગની યૌવનજ્વાલા નદીના પૂરને સ્પર્શે હોલવાઇ ગઈ હતી.

ગફૂર શાકભાજી વેચીને દા'ડા કાઢતો. એક દિવસ સપરિવાર મારી પાસે આવીને એણે નિશાળના મકાનમાં રહેવા દેવાની આજીજી કરી–આગલી રાતે એનું ઘર, ઢોરઢાંખર અને ખેતર ખાતર બધું નદીના પૂરમાં તણાઇ ગયું હતું. આજની રાત ગમે ત્યાં પડી રહી બીજે દિવસે કયાંક ચાલ્યો જવાનો હતો–કયાં જવાનો તે હજી નક્કી કર્યું નહોતું. મેં વાસંતી પાસેથી ચાવી લઇને સરકાર મહાશય પાસે શાળાનું મકાન ઉઘડાવી આપ્યું. એમને નિશાળમાં જગ્યા મળી.

પછી તો જોતજોતામાં નિશાળ એક ધરમશાળાના રૂપમાં ફેરવાઇ ગઇ. કોઈ નીકળવાનીએ વાત નહોતું કરતું. છેવટે મનમાં થવા માડ્યું, નદી એ હતભાગી લોકોને શોધતી ફરતી હતી. એમને કાઢી નહિ મૂકીશું તો નદી અમારે બારણે આવીને ધામા નાખશે. બળદગાડી બોલાવી મંગાવી એ બધાંને વાટખરચની વ્યવસ્થા કરી આપી વિદાય લેવાનું મેં એમને જણાવ્યું. રાજી થઇને ઉચાળા ભરવા સિવાય એમને બીજો ઉપાયે શો હતો ? એમને કાઢી મૂકવા માટે વાસંતીએ ભારે ધમાલ મચાવી. ભૂખના માર્યા કદાચ એ લોકો અમારા ઘરમાં લૂંટ ચલાવે તો ? વાસંતીને એ મોટો ભય હતો.

અતિથિવત્સલ ન થવા શિવાય અમારે માટે બીજો ઉપાયે નહોતો. થોડા દિવસ પછી બીજું એક ટોળું આવીને હાજર થયું. એક રાત માટે પણ એમને નિશાળના મકાનમાં આશ્રય આપ્યા વિના યે ચાલે એમ નહોતું. મુશળધાર વરસાદ પડતો હતો. વરસાદમાં કોણે બૂમ સારી તે પણ પહેલી વાર મને સમજાયું નહિ. બારી ઊઘાડી બહાર જોઉં છું તો એક માણુસ અને એનાં ત્રણ ચાર છોકરાં નીંગળતાં કપડાંભેર થરથર કંપતાં હતાં. આવડા મોટા આકાશની છાયા હેઠળ એમને માટે કયાંયે આશ્રય નહોતો ! ફાનસ સળગાવી છત્રી ઓઢી હું બહાર નીકળ્યો. બહાર આવીને જોયું તો એ મારો

જ ગણોતિયો હતો—નવીન માતાઇ. મને સમજાતાં વાર નહિ લાગી કે આ વખતે નદી મારા જ ખેતર ઉપર ફરી વળી હતી.

મેં કહ્યું—" ઘરબાર બધું ગયું ? "

વાંકા વળીને સલામ કરતાં નવીને કહ્યું, " બધું જ મા બાપ. જેમતેમ કરીને જાત બચાવી નાસી છૂટયાં છીએ. વળી પાછો આજે આટલો બધો વરસાદ નહિ આવતો હોત તો હજી થોડા દિવસ ક્યાંક રહી જાત. હવે તો આપ જગા નહિ આપો તો છોકરાંછૈયાં લઈને હમણા ક્યાં જઈને પડીશ મા બાપ ? "

હું બધું સમજી ગયો એની પાસે જે દાણોદૂણી હતું તે પણ સર્વભક્ષી નદી ઘસડી ગઇ હતી.

" વેળાસરનો કેમ ખસી નહિ ગયો ? રાચરચીલું તો બચી જાત ? " મેં એને ધમકાવીને પૂછ્યું.

પણ ધમકાવવાનો ય શો અર્થ હતો ? સ્ત્રી છોકરાં સમેત જીવતો નાણી છૂટ્યો હતો તેટલું ઓછું હતું ? થોડી ઘણી તુચ્છ વસ્તુઓ લઇ શકયો હોત તો યે એનાથી એનું શું પૂરું થવાનું હતું ?

ગળગળે સાદે નવીન બોલ્યો, " નાસતાંભાગતાં આટલી શેતરંજી ને ઓશીકું બે ચીજો લઇ શકાઈ. "

પડખેથી નવીનનો નાનો છોકરો બોલી ઊઠયો, " અને હું મારી આ ભમરડી બાપા. "

× × ×

મ્લાન ચહેરો ને આંખમાં આંસુ સહિત સરકાર મહાશય મારી પાસે આવીને ઊભા. હું લખતો હતો તે માથું ઊંચું કરી મેં એમને પૂછ્યું, " આજના કંઈ નવીન સમાચાર ? "

સરકાર મહાશયના મોંમાંથી વાણી નીકળી શકી નહિ. ખૂબ વિકળ સાદે પરાણે બોલતા હોય તેમ એમણે કહ્યું, " આંબાવાડિયું બધું સાફ થઈ ગયું. "

ગભરાઇ જઇશ નહિ એમ મેં મનમાં વિચાર્યું હતું પણ સમાચાર એવા મર્મભેદક હતા કે જાણે કોઇ આત્મીય સ્નેહીના મૃત્યુના ખબર સાંભળ્યા ન હોય એવી લાગણી થઈ આવી. ચમકી ઊઠતાં મેં કહ્યું, " કયું આંબાડિયું ? સિંદુરિયું ? "

" – બધું જ " સરકાર મહાશય ફોડ ફાડીને સમજાવી નહિ શકયા.

મારા મનમાં ગત સ્મૃતિ તાજી થઇ. ગયા વૈશાખમાં આવીજ એક રમણીય સંધ્યાએ વાસંતીને લઇને હું એ આંબાવાડિયામાં ફરવા ગયેલો. અગાઉથી જરા ય ખબર ન પડે એમ, આ નદીની ઉચ્છૃંખલ રેલની પેઠે .એકદમ આકાશમાં વાવંટોળ શરૂ થયો. વાવાઝોડુ લાગતાં આંબા ઉપર લાગી રહેલી કાચી કેરીઓ પથ્થરની વૃષ્ટિની માફક મુશળધારે તૂટીને આમ તેમ ફેંકાવા લાગી. છેડો બાંધીને વાસંતી નીચે પડતી કેરી વીણવા માટે કેવી દોડાદોડી કરતી હતી ! ધૂળથી સમસ્ત મેદાન ને ઝાડપાલો એકાકાર થઈ ગયાં. કોઇનાં ગાય વાછરડાં ભયથી આમતેમ દોડતાં ચિત્કાર પાડવા લાગ્યાં. જોતજોતામાં વરસાદ વરસી પડયો. આકાશની રૂખ એવી હતી કે એકવાર શરૂ થયેલો વરસાદ સહેજે અટકે એમ નહોતો. પણ વાસંતી પવનથી ઊડતા વાળ અને સાડીને તંગ કરી પ્રાણમને કેરી વીણતી હતી. વીંઝોળું એટલું જોરમાં વાતું હતું કે એના પરૂષ સ્પર્શના ધક્કાથી કેરીઓને ફૂટબૉલની માફક ફેંકતું હતું. મેં કહ્યું – " વાસંતી, આટલી બધી તકલીફ શું કામ લે છે ? વંટોળિયો શમી જશે એટલે નોકરને મોકલીશું બધી કેરી વીણી લાવશે, આંબાવાડિયું તો આપણું જ છે. પછી ચિંતા શી ? " તો યે વાસંતી વાત કાને ધરતી નહોતી. ઉન્મત્ત પવનમાં સાડીના ઊડતા છેડા સંકોરતી, પીઠ ઉપર ફરફર

ઊડતા કેશનાં મોજાંનો એક હાથમાં બાચકો કરીને પકડી રાખતી તે તો દ્વિગુણિત ઉત્સાહે ફેરી વીણવા મંડી હતી. આબોહવા એટલી ગંભીર અને ભયંકર હતી કે અમારે માટે એ બિલકુલ અપરિચિત હતી. અપરિચિત હોવાને કારણે એનું ભયંકર સૌંદર્ય મને સમજાયું.

વાસંતીને મેં કહ્યું, "ચાલ, બહાર મેદાનનો દેખાવ જોઈએ."

એ આવવા રાજી નહોતી. રાજી નહોતી એ તો ઠીક પણ એણે તો જોરથી મારો હાથ પણ પકડી રાખ્યો.

આજકાલ અમે લોકો ફરવા માટે બહાર નીકળતાં નથી. સ્થાન અને સમયની સ્રોતસ્વિની અનાયાસે લુપ્ત થઇ ગઇ હતી. હું ઘરમાં બેઠે બેઠે નદી જોયા કરતો. પવનના સપાટામાં દિવાલ ઉપર ટાંગેલી છબીઓ ટેબલો ઉપર તૂટી પડતી. વિસ્તૃત જળરાશિને કિનારે મર્ત્ય લોકનાં બે પ્રાણી મૃત્યુના પ્રલોભનથી મુક્ત બની કોઇ રીતે એક પછી એક એમ કાળની ઘડી ગણતાં હતાં.

એ પછી આવ્યો વ્યોમકેશ. સમાચાર વિગતવાર જણાવવાની જરૂર નહોતી. બહુ મોડું થયા પહેલાં ગુજરીમાં જઇને તે હળ બળદ વેચી આવ્યો હતો એ માટે મેં એને ધન્યવાદ આપ્યા. મને એ દુઃખ થવા લાગ્યું કે હવે એને નોકરી માટે ફાંફાં મારવાં પડશે. પણ અખબારોના અધિપતિ મહાશયો એ વાત ક્યાં જાણવા આવવાના હતા? અને જાણવા આવે તો યે આવડી મોટી વ્યવસ્થાની કહાણી ધામધૂમપૂર્વક છાપવાનો આગ્રહ તેઓ નહિ રાખે. પ્રકૃતિ આગળ માનવીની આવડી મોટી નિષ્ફળતામાં મહિમા ન હોતો, કારણકે એ પરાભવ માનવીની પોતાની સરજત નહોતી. આટલા દુઃખમાં પણ એથી વ્યોમકેશ આનંદનો અનુભવ નહિ કરી શક્યો.

હવે વખત થયો. આ વખતે રૂદ્રરૂપી નદીએ એના લક્ષલક્ષ હાથ વડે શાળાના મકાન ઉપર આક્રમણ શરૂ કર્યું.

પેલો નવીન અગાઉથી જ ખસી ગયો હતો. એટલે કોઇ તણાઈ જશે એની ફિકર નહોતી.

વાસંતી મારી છાતી સરસી ચંપાઈને બોલી, "આમને આમ બધું તણાઇ જવા દેવું છે નહિ?"

આટલી મોટી આપત્તિમાં પડયા પછી પણ વાસંતીને દાર્શનિકનું ભાન ન આવે તો મારે શું કરવું ભલા? મેં કહ્યું, "બોલ તો, તું આમાંથી કઈ વસ્તુ ઝાલી રાખી શકે એમ છે! જે જાય તે ભલે જતું!"

વાસંતી બોલી, "પણ ખુરશીટેબલો તો અગાઉથી વેચી દેવાય?"

"ક્યાં વેચીએ? કોણ ખરીદે? એના પૈસા પણ કેટલા મળે વારુ? અને જે પૈસા આવે તે પણ આમને આમ કંઇ ખરચાઈ જવાના નથી? તો પછી એવી બાબતમાં મનમાં ઓછું શું કામ આણવું?—જો, મૃત્યુનું આવું અદ્‌ભુત સ્વરૂપ તે કદી જોયું છે?"

દક્ષિણ બાજુના ઓરડામાં પાસે પાસે ખુરશી નાખી અમે બંને બેઠાં. સરકાર મહાશય માણસો રોકીને નિશાળમાંથી રાચરચીલું બહાર કઢાવતા હતા. મને મનમાં હસવું આવ્યું. એ બધું એઓ બહાર કાઢીને પણ ક્યાં લઈ જવાના હતા? કેટલે આઘે? આ બધાનો ભાર માથે લઈ કોણ ભાગશે? પણ નિશ્ચિત વિનાશના મુખમાં હસતે મોંએ એ બધું ધરી દેવાનો સરકાર મહાશયનો જીવ ચાલતો નહોતો.

વાવંટોળ વાસંતીને જાણે ઉરાડી મૂકતો હતો. વંટોળિયા સામે જાણે સૂકું પાંદડું! એ વિરાટ સૌંદર્ય સમારોહની ઝડીમાં બધું મને એટલું ક્ષુલ્લક લાગતું હતું કે જાત બચાવવાનો મને ખ્યાલે ન આવ્યો.

અમારી નજર સામે શાળાના મકાનની એક બાજુની ભીંત નદીની ભેખડ સાથે ફસકાઈ પડી! બીકનીમારી વાસંતી એક કરુણ સિત્કાર પાડી ઊઠી. તરત જ મેં એને છાતી સાથે ચાંપીને સાંત્વન આપી કહ્યું, "બીક વળી કેવી?"

છાતી ઉપર મસ્તક નાખી વાસંતી ધ્રૂજતી હતી. રૂંધાયેલે સાદે તે બોલી, "બધું આપણા પગ પાસે આવી પહોંચ્યું જો!"

"–ભલે આવે. ઘર જવાને હજી વાર છે. પૂર્વ બાજુએ ઘસાઈને પાણી જતું હતું. બધાં નહોતાં કહેતાં કે આ ચોમાસું ગમે તેમ પૂરું થઈ જાય તો ગંગ નાહ્યાં! બીએ છે શું કામ વાસંતી? અને જો જવાનું જ છે તો ભલે જતું. રાચરચીલું ઢગલો કરી રાખવાથી ય શો ફાયદો? બંને ખાલી થઈ જઈશું."

વાસંતી બોલી, "ઉઘાડી આંખે તો મારાથી આ જોવાતું નથી. પહેલેથી જ વેળાસર આપણે અહિંથી ભાગી જઈએ."

હળવે હળવે એની પીઠ ઉપર હું વહાલભર્યા હાથ ફેરવવા લાગ્યો. એકાદ કલાકમાં નિશાળનું મકાન નામશેષ થઈ ગયું. નિશાળના વિદ્યાર્થીઓ જે હાઈકાર્ટના જજ થવાના હતા તે સામાન્ય કચેરીના ચપરાસી પણ થવા પામ્યા નહિ.

હવે તો અમે બિલકુલ નદીના ખોળામાં જ સૂતાં હતાં. નિશાળનો બગીચો પણ તણાઈ ગયો છે. હવે તો એક કિનારે હું અને વાસંતી, અને અમારી સન્મુખ સ્રોતમુખર, ઉછાળા મારતી ફીણે ભરેલી નદી હતી. એની માફક સમસ્ત બંધન તોડીફાડીને એ અમને સ્થૂળ જગતથી પર કરવા માગતી હતી.

કોચ પલંગમાં ધૂળ જામે છે. આલમારી ઉપર ગોઠવેલા કાચ-પ્યાલા હવે સાફ થતા નથી.–એ તરફ કોઈનું ધ્યાન પણ જતું નથી.

દિવાલે લાગેલું મોટું ઘડિયાળ પણ બંધ થઇ ગયું–ચાવી આપવાની રહી ગઈ છે, ઘણા દિવસથી ધોબી આવતો બંધ થઇ ગયો છે–બિછાનું ને ઓશીકાનાં કવર એટલાં મેલાં થઈ ગયાં છે કે એને લીધે જ ઊંઘ જાણે અમારી વૈરી થઈ બેઠી હતી. કેટલા દહાડાથી કેલેન્ડરની તારીખના પાનાં બદલ્યા વિના રહી ગયાં છે. તારીખ જાણવાનું કોઇ પ્રયોજન નહોતું. અમે પરસ્પરના મોં તરફ જોઈને તે પરમ ક્ષણની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં.

વાસંતી અસ્થિર થઈ બોલી ઊઠી, "અહિં રહીને હવે શું થવાનું છે ? ચાલો અહિંથી ભાગી જઇએ."

"–પણ નાટકનો શેષ ભાગ જ નાટકનું સારસર્વસ્વ હોય છે," મેં કહ્યું. "છેલ્લો પરદો પડશે એટલે ઊઠીશું. આવું એક ચમત્કારિક દશ્ય જોવામાં તને ભય શેનો લાગે છે ?"

"–એ મારાથી સહન થતું નથી."

"–અસહ્યમાં જ તો તિવ્રાતિતિવ્ર આનંદ રહ્યો હોય છે !" કહીને મેં વાસંતીને વહાલથી બચી કરી. પણ કોણ જાણે મને ઠીક ન લાગ્યું. એનો ચહેરો, એ ઘરની માફક રૂક્ષ, વિવર્ણ થઇ ગયો હતો. કેટલા ય દિવસથી મેં એને વહાલથી બોલાવી નહોતી ! મૃત્યુના એ અપરિમેય ઐશ્વર્યની અંદર ક્ષણભંગુર પ્રેમનો અભિનય કોણ જાણે હાસ્યાસ્પદ લાગતો હતો.

ઘરથી થોડે દૂર સરકાર મહાશયે એક નાનું સરખું ઝૂંપડા જેવું ઘર બંધાવી રાખ્યું હતું. જરૂર પડે ત્યારે આ ઘર છોડી દઈ એમાં રહી શકાય. જો કે એ પછી પણ નદી કેડો મૂકે એમ નથી એ સરકાર મહાશય સારી રીતે જાણતા હતા. તો પણ જરૂરી વસ્તુ ગોઠવી રાખેલું એકાદ કામચલાઉ રહેઠાણ ઊભું કરવું આવશ્યક હતું. એ ઘરમાં લઈ જવા માટે કઇ વસ્તુ વધારે આવશ્યક હતી તે ઘરમાં

ચોતરફ જોઇને એકદમ હું નક્કી કરી શક્યો નહિ. વાસંતીને પૂછવાથી પણ કંઈ વળે એમ નહોતું. એને તો બધી જ વસ્તુઓ પ્રાણમનથી પ્રિય, પોતીકી હતી ! કઇ છોડી દઇને કઇ પ્રત્યે પક્ષપાત બતાવવો તે એને માટે અણઉકેલ સમસ્યા હતી. એટલે સૂવાનો ખાટ, પહેરવાનાં કપડાંથી ભરેલો ટ્રંક અને થોડી વાંચવા લખવાની ચોપડીઓ ને નોટબુકો એટલી વસ્તુ જ પેલા ઘરમાં મોકલાવી. મારી વાર્તાની હસ્તપ્રત અને વાસંતીનાં ઘરેણાંની બૉક્ષ હાથમાં જ રાખી હતી.–નદીનું પાણી ચઢી આવે તે વખતે એને તો લઇને નાઠે જ છૂટકો.

નાનું સરખું મકાન–ખડઘાસના છવાણથી ઢંકાયેલું. એ ઘરમાં ચાકરે બત્તી સળગાવી હતી એ મેં જોયું. ગર્જના કરતી ભીમકાય નદીની ધારે બેઠે બેઠે એ મંદમૃદુ દીપશીખા મને બહુ કરુણ લાગી. વાસંતીએ કહ્યું, " ચાલો ને ? આજે જ ચાલ્યાં જઈએ. "

એને શાંત પાડવા મેં કહ્યું, " અરે આજે જ એવડી શી ઉતાવળ છે ? હજી તો પચાસ હાથ છેટી છે. આજે રાતે તો આપણે અહિં જ સૂઇ રહીશું તોયે જોખમ નથી."

જળબંબાકાર. ચળકતી તરવારની ધાર જેવું કાતિલ પાણી વીજળીની માફક સડેડાટ વહ્યું જાય. પવનવેગી ઘોડાની માફક ઉછાળા ભરતાં મોજાં કિનારા સાથે પછડાઇને શમી જતાં હતાં. એમને જરાય થોભ ન્હોતો, આરામ ન્હોતો. અથડાઈ પછડાઇ સબાકા લેતાં જોરદાર મોજાં કિનારાની ભીની ને પોચી માટીને છિન્નવિછિન્ન કરી મૂકતાં હતાં. કોઈને શાંત બેસવા દે એમ નહોતાં. મહાવારિની એ વેગભરી વિરાટ શક્તિ આગળ અમારું અસ્તિત્વ કેટલું મ્લાન અને સંકુચિત થઇ ગયું હતું ! અમારી જીવનધારણની તુચ્છતાની પોતાના ચોમેરથી ગાજી ઊઠતા ઉગ્ર અટ્ટહાસ્યથી નદી જાણે મશ્કરી કરતી હતી.

પાણી જ પાણી–શ્વેત, દૂધાળું અગાધ પાણી ! વેગની પ્રબળ-તામાં ક્યાં યે વિશ્રામ કે શાંતિનો અંશ માત્ર જણાતો નહોતો. એના ફીણની ઉજેસ આંખને આંજી મારતી હતી.

કોણ જાણે ક્યારે રાત્રે ઊંઘ આવી ગઈ—ઊંઘમાં નદીનો ડેકારો સંભળાતો હતો. એને તો કંઈ ઊંઘવાપણું નહોતું. પોતાના પ્રબળ આર્તનાદદ્વારા એ શું કંઈક માગી રહી હતી? એની ભાષા સમજાતી નહોતી. ઊંઘમાં પણ વાસંતીના શરીરને મેં ચાદરની માફક વીંટી લીધું.

એકાએક ક્યાંક અવાજ થયો—કદાચ કિનારાની મોટી ભેખડનું એકાદ મોટું ગચિયું તૂટી પડ્યું હોય. ચમકીને હું જાગી ઊઠયો—જોઉં છું તો બાજુમાં વાસંતી નહોતી. ચારે બાજુ જોરશોરથી વાવીંઝોળું વીંઝાતું હતું—ચિત્કાર પાડીને હું બોલી ઊઠયો, 'વાસંતી.' મને કટાક્ષ ફેંકતો નદીનો અવાજ આવતો હતો. મને સ્પષ્ટ ખ્યાલ આવ્યો કે નદીના આહ્‌વાહને વાસંતી બારણું ઉઘાડી બહાર ચાલી ગઈ હતી.

ગાંડાની માફક હું બહાર દોડી ગયો. ધૂંધૂળા અંધારામાં ખજૂરીના ઝાડની નીચે કંઈ સાડી જેવું દેખાયું. જઈને જોઉં છું તો વાસંતી નદીના કાંઠા ઉપર ચૂપચાપ બેસી રહી હતી!

વિરક્તિભર્યે સાદે મેં કહ્યું, 'વાસંતી અહિં આવી પહોંચી છે!'

સાંભળીને એ સહેજ હસી હોય એવું લાગ્યું. 'જરાય ઊંઘ આવતી નહોતી.' કહીને પાછી સ્તબ્ધચિત્તે નદી તરફ મીટ માંડી બેસી રહી. વિરાટ ચાંચલ્યના કાંઠા ઉપર એની એ ધ્યાનમય સ્તબ્ધતા મને અત્યંત ભયંકર લાગી. એને પોતાના બાહુપાશમાં વીંટી લેતી રજનીની ઘોર નિરવતા એટલી ભયાવહ લાગતી હતી કે વાસંતી મને મારી ચિરપરિચિત વાસંતી નહોતી એમ લાગ્યું.

એનો ખભો હલાવી મેં કહ્યું, "અહિં બેઠી બેઠી શું કરે છે વાસંતી? ચાલ ઘેર જઈએ."

"અહિં જ ઠીક છે, તમે યે મારી પાસે આવીને બેસી જાઓ ને ?"

હું એની બાજુએ બેઠો. પરંતુ એ પછી એની સાથે શું બોલવું કે બોલવું જોઇએ એ મને સમજાયું નહિં. વાણી નિરવ થઇ ગઈ. એની સાથે નજર મિલાવીને હું પણ પ્રખર જલપ્રવાહ નિરખી રહ્યો હતો. એ પછી જલપટ જાણે દૃષ્ટિપટથી ખસી ગયો—બંધનહીન અશરીરિ વેગ જ માત્ર ચક્ષુ સમીપ તરવરતો હતો.

વાસંતી મારી અડોઅડ હોવા છતાં મને પોતાને મારી જાત સન્મુખ વહેતી સરીતાની પેઠે નિઃસંગી લાગવા માંડી. દૂર નદીના વહેતા દેહ ઉપર આમતેમ થોડી હોડકીઓ ફરતી દેખાતી હતી. સામેનો રસ્તો તૂટી ગયો હોવાથી જતી આવતી કોઈ બેલગાડીનાં પૈંડાનો અવાજે નહોતો સંભળાતો. વિરાટ ગતિના ઝપાટામાં બધું જાણે નિશ્ચિન્હ થઇ ગયું હતું.

ઝાડ ઉપર બેઠેલું કોઇ ઘુવડ પાંખ ફફડાવતું ઊડી ગયું. સ્તબ્ધતામાંથી ઝબકીને મેં જોયું તો મારી જ પેઠે વાસંતી પણ મૂઢ નિશ્ચળ બેઠી હતી. એનું શરીર હલાવી મેં કહ્યું, "વાસંતી અહિંથી ઊઠી ચાલ નહિં તો એકાદ ગચિયા સાથે નદીમાં ભાંગી પડીશું."

તોયે વાસંતી હાલી નહિં. મને લાગ્યું કે એની આંખને મૃત્યુનો સ્પર્શ થયો હતો. એ બેઠી હતી એના જેવી સ્તબ્ધ ઉન્મત્તતામાં પડેલી મેં એને પહેલાં કદી જોઇ નહોતી. નદી જાણે એને મારા બાહુ પાશમાંથી છીનવી લેતી હતી.

ખરેખર, અમારી ચારેબાજુ જમીનમાં ચીરાડા પડ્યા હતા. મેં બેઉ હાથે વાસંતીને ઊંચકી લીધી. પોટલું ઊંચકતો હોઉં એમ

મેં એના બેવડ વળી ગયેલા શરીરને ઊપાડી લીધું. દોડતાં દોડતાં મેં જોયું કે વાસંતી મારી છાતી ઉપર મૂર્છિત થઈને પડી હતી.

ભાન આવતાં મેં એને પૂછ્યું, "હવે કેમ લાગે છે વાસંતી?"

એના બંને નબળા હાથ મારા ગળા ફરતી વીંટી વાસંતી બોલી, "ખૂબ બીક લાગે છે. મને પકડી રાખો, મને છોડી દેશો નહિ."

મેં એને મારા બાહુપાશમાં જકડી લીધી. કહ્યું, "શું કામ તને છોડી દઉં? કોની મગદૂર છે હવે તને મારી પાસેથી છીનવી લેવાની?"

એનાં લાખો મોજાંની હરોળો ઉછાળતી નદી અમારી ગંભીરતમ મિલનક્ષણને અશાંત કરવા લાગી. દુર્દાંત પ્રવાહમાં અમારી એ ક્ષણને એ તાણી જવાની ન હોય!

એ પછી અમારા જીવનમાં તે પરમ લગ્નનો આવિર્ભાવ થયો.

રાત ઘણી પસાર થઈ ગઈ હતી. અકિનાર આકાશ ભરી દેતી ધવલ ચાંદનીનો પાર નહોતો. આકાશમાં વહેતી એ પરિપૂર્ણતમ ધવલ પ્રશાંતિની હેઠળ નદીની ચંચળ ઉન્મત્તાનો ક્યાંયે જરા પણ મેળ નહોતો.

અમે અમારું જૂનું ઘર તજીને નવા ઝૂંપડામાં આવી ગયાં. ચાકરે નાના ટેબલ ઉપર બત્તી સળગાવીને ખાટલા ઢાળીને અમારે માટે પથારી તૈયાર કરી મૂકી હતી. પરંતુ આજ રાતે વાર્તા લખવી કે ઊંઘવું એનો વિચાર કરતાં પણ કંપારી વછૂટતી હતી.

લખવાની ચોપડી અને ઘરેણાની બાકસની સાથે બીજી કેટલીક વસ્તુ પણ નવા ઘરમાં લઈ આવવાનો મેં વિચાર કરી રાખ્યો હતો. પણ છેવટે કોણ જાણે શાથી પણ મારા હાથ ઊપડ્યા નહિ. શું

ફેંકી દઈને શું લેવું, લઇને પણ એનું શું કરીશ, ક્યાં રાખીશ વગેરેના મૂઢ સંદેહ ને વૈરાગ્યથી હું સ્તબ્ધ થઇ ગયો. એના કરતાં તો વાસંતીને લઈ ને મુક્તિની પ્રખર ઉજ્જવળ મોજ માણવાની ઇચ્છાથી રોમાંચ અનુભવવા લાગ્યો.

સરીતા પોતાના લાખો પ્રવાહી હાથો વડે અમારા મકાન ઉપર ઊતરી પડી. જે ઘરમાં વાસંતીએ કાર્પેટ બિછાવીને ડ્રૉઈંગ રૂમ બનાવ્યો હતો, જે ઘરના આ નાના ઓરડામાં બેસીને જેટલું લખ્યું હતું એના કરતાં વિચારેલું ને અનુભવેલું વધારે હતું, જે ઘરમાં વાસંતીને ગાઢ આલિંગન દઈ ને એ દેહના નિગૂઢ રહસ્યની મેં ખોજ કરી હતી, અને જે ઘરમાં મારા વડવાઓની અપૂર્વ સ્મૃતિનાં ચિન્હો જળવાઈ રહ્યાં હતાં તે ઘર જલપ્રવાહમાં વિલીન થઈ ગયું.

આકાશની નિર્મેઘ જ્યોત્સ્ના રાત-એવી જ્યોત્સ્નામયી રાત્રીએ આંગણામાં ઊગેલા નાના ઝાડ નીચે વાંસની માંચી ઉપર બેસીને અમે બંનેએ કેટકેટલી વાતો કરી હતી! એ બધું મહા રેલ એની સંગાથે તાણી ગઇ!

અસહાય નજર સન્મુખ ભાવનાની મિષ્ટ ઝરણી સમા ઘરના મૃત્યુને હું જોવા લાગ્યો.

મોટી મોટી છબીઓ, કોચ, ટેબલો, આલમારી, વાસણકૂસણ, ગંજીફા, ઈંટ લક્કડ, બારીબારણાં—બધું જાણે એક સાથે ખડું થઈ ને કાન આગળ આર્તનાદે પોકારી ઊઠતું હતું. જડ કે ચેતન બધાંને જાણે પ્રાણની ચેતના હતી. દુઃખ અનુભવવાની તીવ્ર ક્ષમતા હતી. અને હતી મૃત્યુના આક્રમણ વખતે અમારા જેવી જ કઠીન પરાઙ્-મુખતા, કોઇ રીતે જગા છોડશે નહિ, માટી સાથે વળગીને પડી રહેશે, શક્તિ હોય ત્યાં સુધી આક્રમણનો સામનો કરશે, મુશ્કેલી ઊભી કરશે ને છેવટે આર્તનાદ કરશે. સહેલાઈથી હાર કબૂલશે નહિ.

વેગની સાથે વસ્તુઓનું ભીષણ યુદ્ધ જોતાં જોતાં સમસ્ત દેહમાં ભય અને વિસ્મયનાં હું રોમાંચ અનુભવવા લાગ્યો.

પરંતુ મૃત્યુ સાથેની લડાઈમાં કોઈ ક્યારે ય ફાવ્યું છે ? કલાકેકમાં તો ઘરનું ઈંટરોડું ય રહ્યું નહિ.

સવારે સરકાર મહાશય એકાદ બેલગાડી લઈ આવ્યા. નદીના આક્રમણના કોળિયામાંથી જે કંઈ એંઠુજૂઠું બાકી રહેલું હતું તે ગાડીમાં ગોઠવવામાં આવ્યું. વાસંતીને લઈને વાંકેચૂંકે રસ્તે રેલગાડીના સ્ટેશન તરફ હું રવાના થયો.

ગાડીમાં બેઠા પછી વાસંતી સ્વાભાવિક મિજાજમાં આવીને વાત કરવા લાગી. અમે કલકત્તા જતાં હતાં. આશરો માગવા માટે બાગબજારમાં એના બાપને ત્યાં ન્હોતાં જવાનાં એ જાણીને એને આનંદ થયો. એનો બાપ અમારા પરાજયની લજ્જાની મશ્કરી કરશે એ મારી પત્ની તરીકે વાસંતી કેમ સહન કરી શકે ? તે માની સ્ત્રી હતી.

કહેવાની જરૂર નથી કે મામા આગળ જઈને પણ મેં હાથ જોડ્યા નહિ. કાલિઘાટને છેવાડે એક મકાનના ભોંયતળિયાનો ભાગ અમે ભાડે રાખ્યો. માત્ર બે ઓરડા. એકમાં રસોડાનો પરચુરણ સામાન રાખ્યો ને બીજામાં અમારે સૂવા બેસવાનો ખાટ. એ સિવાય ઝાઝી માયા અમારી પાસે રહી નહોતી. દિવાલે જડેલો એક દીવો બળે અને હવે વાર્તા લખવાનું છોડી દઈને વર્તમાનપત્રમાં નોકરી માટેની જાહેરાત વાંચી વાંચીને હું અરજી લખ્યા કરતો.

મારા પોતાના જ પ્રયત્ને એક નાનીશી નોકરી મળી ગઈ. નોકરી મળ્યા પછી ઘરમાં જરૂરી વસ્તુ ખરીદવાની ઈચ્છા થઈ. બડાબજારમાં ક્યાંક લિલામ થતું હતું. ચાર રૂપિયામાં ઓરડામાં ટેબલખુરશી આવી જતાં હતાં. બ્હીતાં બ્હીતાં મેં વાસંતીને એ વાત

કરી. મ્લાન હાસ્ય કરીને વાસંતી બોલી, “ ભાડાનું ઘર, ક્યારે ખાલી કરવાનું આવે તે નક્કી નહિ. એ બધી વસ્તુઓ કાંધે નાખીને ક્યાં ફરશો ? આ છે એટલું બસ છે. ”

ટેબલખુરશી ખરીદાયાં નહિં. ચાર રૂપિયા આપીને એક ચાકરડી રાખીએ તો ઘરનું બધું કામકાજ કરે.

ભાડાનું ઘર ! એ વાત હું ભૂલી ગયો હતો. નદી અમને વિરાટ અનિશ્ચતતાના પ્રવાહપટ ઉપર તાણી લાવી હતી.

નદીએ અમારું ઘર ભાંગ્યું હતું; પરંતુ કાળનો પ્રવાહ તો મને અને વાસંતીને ધીમે ધીમે જીર્ણ કરી રહ્યો હતો.

ગયા સોમવારથી નાના છોકરાને તાવ લાગુ પડ્યો હતો. કોઇ દાક્તર લાવવાની જરૂર હતી. પણ દેશી વૈદથી સારું થતું હોય તો નકામા પૈસા શું કામ ખરચવા ? થોડા દિ' જવા દઈએ.

ચાકરડી સાથે વાસંતી બોલાચાલી કરતી હતી. સગડીમાંથી નીકળતા ધુમાડાથી ઓરડો ભરાઈ ગયો હતો. કોઇ મારી પાસે આવીને ઊભું રહ્યું. ચાકરડીને રજા આપવાની તાકીદ કરવા વાસંતી આવી હતી કે પછી મહિનાનો પગાર લેવા ચાકરડી પોતે આવી હતી તે એકદમ સમજાયું નહિ.

ઑફિસમાં પહેરી જવાનું પહેરણ મેં સાંધવા માટે વાસંતીને આપી રાખ્યું હતું પણ એણે એ ધ્યાનમાં લીધું નહોતું. રજાઇ તડકે નાખવાની જગ્યા નહોતી એટલે માકણ કરડવાથી ઊંઘ નહોતી આવી. આમતેમથી શોધી લાવીને તાજમહાલના ચિત્રવાળું એક કૅલેન્ડર દિવાલે લટકાવી રાખ્યું હતું. એ પણ બેઉ તોફાની છોકરાઓએ ફાડી તોડી નાખ્યું હતું.

નદીના હાથમાંથી બચવા છતાં કાળના હાથમાંથી બચવાનો અમારે માટે કોઈ ઉપાય નહોતો.

મને ખબર મળી કે અમારી ઑફિસમાં કારકૂનોની સંખ્યામાં કાપકૂપ કરવાની શરૂઆત થઈ હતી. હું ગમે તેમ કરીને ટકી રહ્યો હતો–તો યે કંઈ કહેવાય નહિ. નદી અમને વિરાટ અનિશ્ચિતતામાં તાણી લાવી હતી.

તો પણ એ અનિશ્ચિતતા નદીની સર્વગ્રાહી રેલ કરતાં ક્યાંયે સારી હતી. ટાઈમપીસ ઘડિયાળના ટકટકારાની માફક હૃદયના મંદ-મંદ ધબકારા ચાલ્યા કરતા હતા. ગમેતેમ કરીને હું જીવતો હતો. એથી યે એક જાતની નિરાંત લાગતી હતી. તીવ્ર દુઃખમાં આવી પડેલી ગરીબાઈમાં પણ સસરા પાસે જઈને હાથ લંબાવ્યો નહોતો. વ્યોગે મકેશ જો ભેગો થાય તો તેને ફરી એકવાર મામાની કરિયાણાની દુકાને મોકલીશ. ખબર નથી એ હાલ શું કરતો હશે.

અચિંત્યકુમાર સેનગુપ્ત



# ૫

## ગંભીર

ગયા લાઇનના એક જંકશન જેવા સ્ટેશને ગાડી આવીને ઊભી રહી. ટ્રેન પશ્ચિમ તરફથી આવતી હતી. કલકત્તા જવાની હતી. ગ્રીષ્મ સમયની કાળી સ્વચ્છ તારલામઢી રાત્રી. ફરફર કરતો પવન વાતો હતો. રાત ઘણી ગઇ હોવાથી ભારે ભીડ નહોતી. બે ચાર ગાડીમાં બેઠાં તો પાંચ સાત જણ ઊતર્યાં. ગાડીનાં બારીબારણા પાસે થઇને એકાદ પાનવાળો પસાર થયો ને એકાદ પૂરી મિઠાઇની બૂમો પાડતો પસાર થયો. કોઇ રમકડાં વેચવાવાળો ઘંટડી વગાડતો પોતાના તરેહ તરેહનાં રમકડાંની જાહેરાત કરતો દેકારો દઇ ગયો પણ ગાડીનાં નિદ્રિત, અર્ધજાગૃત, કે ઉદાસીન મુસાફરોમાંથી કોઈ બહાર ફરક્યું નહિ.

સીસોટી વગાડીને ગાડી પ્લૅટફૉર્મ છોડી દઈ દૂર અંધારાના ગભારામાં ગૂમ થઇ ગઇ ત્યારે ફરી વાર ચોમેર રાત્રિની સર્વગ્રાહી

ગંભીર કાળી નિ:શબ્દ છાયા ફરી વળી. તમરાંનો અવાજ એ નિઃસ્તબ્ધતાને એથી યે વધારે ગંભીરતાના અંધારા જળમાં ડુબાડી દેવા લાગ્યો.

પ્લૅટફૉર્મ ઉપર બળતા ઝાંખા દીવાઓ ઉદાસીન ભાવે ચોમેર ઘેરી વળતા ઘોર અંધારા તરફ એકીટશે નજર નાખી રહ્યા.

ગાડીમાંથી જે મુસાફરો ઊતર્યા હતા તેમની પાસે સરસામાન ઝાઝો નહોતો. એમાંના ત્રણમાં એક સ્ત્રી અને બે પુરુષો હતા. પુરુષોને માથે મોટા કદની ઢીલી પાઘડીઓ હતી. સ્ત્રી અને પુરુષો: ત્રણેએ ઢીલા પાયજામા પહેર્યા હતા. જાતિએ એ લોકો શીખ જેવાં લાગતાં હતાં. પાયજામા ઉપરાંત સ્ત્રીના શરીર ઉપર પંજાબી પદ્ધતિનું એક પાતળું પહેરણ અને માથે લીલા રંગનો ઓઢણો છેક નીચે સુધી ઝૂલતો ઓઢેલો હતો. એની નીચે સ્ત્રીની વેણી પીઠ ઉપરથી છેક કમર સુધી લટકતી આવી રહી હતી. પગે એણે મોજડી પહેરી હતી.

બે પુરુષોમાં એક છોકરા જેવા અને બીજો આધેડ વયનો હતો. કાળી દાઢીની છટા ઉપરથી એની ચોક્કસ ઉંમર જણાતી નહોતી.

પૂતળાં રમકડાંવાળો એમના તરફ નજર કરીને જોઇ રહ્યો હતો. આજે એનાં રમકડાં વેચાયાં હોય એમ લાગતું નહોતું. એક વાર ઘંટડીનો રણકો કરી પેલાં ત્રણ જતાં હતાં તેમના તરફ એણે ચાલવા માંડ્યું. સ્ટેશનના દીવાના પ્રકાશમાં રમકડાં ચમકતાં હતાં. પેલી રમણી રમકડાં તરફ લાલસાભરી નજર ફેંકી ઊભી રહી એટલે સાથેના આધેડ વયના પુરુષ રમકડાવાળા તરફ ફરીને બોલ્યો, " આટલી રાતે ફેરી ? જા, ભાગ અહિંથી. "

રમકડાવાળો દૂર ખસી ગયો. ત્રણે સ્ત્રી પુરુષો પોતાનો સરસામાન હાથે ઉપાડી ઢૂંઢૂતાં ઢૂંઢતા સેકંડ કલાસના વેઇટીંગ

રૂમમાં દાખલ થયાં. ઓરડામાં વચ્ચે ગોઠવેલા એક ગોળ ટેબલ ઉપર એમણે પોતાનો સરસમાન ગોઠવ્યો. પેલી સ્ત્રી ખૂબ ચંચળ હતી. ઓરડામાં આમતેમ આંટા મારતી ખુરશી ટેબલની ફરતે તે લટારવા લાગી. ભીંત સાથે જડેલા આયનામાં પોતાનું સુંદર મુખ જોતી, સાથેના છોકરા જેવા લાગતા યુવાન તરફ પેલા મોટી ઉંમરના પુરુષની નજર બહાર આંખ મારતી ઘડીકમાં એણે આખા ઓરડાને જીવનના ઉલ્લાસ, દીપ્તિ ને ગૌરવથી રોમાંચિત કરી મૂકયો. ગાડીના લાંબા પ્રવાસના થાકથી કંટાળેલી એ જાણે અહિં આવીને મુક્તિનો આનંદ માણવા અધીરી થઇ ગઇ.

યુવક ઊંઘે લેવાઇ ગયો હતો. રમણીના ચાળાચટકા યોગ્યરીતે એ ઝીલી શકયો નહિ. અને તે આસ્તે રહીને એક બાંકડા ઉપર સૂઈ ગયો. આધેડ પુરુષે વાત્સલ્યભર્યે હસ્તે મોંએ રમણીને કહ્યું, " આખે રસ્તે ઊંઘ ઊંઘ કર્યું છે ને અમે જાગરણ કર્યું છે. હવે ઊંઘ આવે છે. અમને પજવીશ નહિ. ચૂપચાપ બેસી રહેજે દીકરી, ગાડી આવવાને હજી ઘણી વાર છે. "

રમણી આરામ ખુરશીમાં પડીને ટાંગા હલાવતી હસવા લાગી. દરેક બાબતમાં એને હસવું આવતું. ઓરડાની છત કે ભીંત સામે જોઇને પણ એને હસવું આવે.

ઘણો સમય પસાર થઈ ગયો. યુવાન છોકરાના નસકોરાં બોલાવવાના અવાજ તરફ એ વારંવાર કુતૂહલભરી નજર ફેંકવા લાગી. એકાએક એણે સ્પ્રીંગના બારણા તરફ નજર કરી. એની ચકળવકળ થયા કરતી આંખો સ્થિર થઈ. એ ટટ્ટાર બેઠી થઇ ગઈ. મોઢું ફેરવીને એણે જોયું કે એનો કાકો પણ ઊંઘમાં પડ્યો હતો. કદાચ એ જાગી પડે એ ધાસ્તીથી એણે પગમાંની મોજડી કાઢી નાખી ને બિલ્લીપગે એ બારણા તરફ ગઈ.

બહાર એમની પાસે જ પેલો રમકડાંવાળો પોતાની ટોપલી બાજુએ મૂકીને બેઠો હતો. નજીક જ આવેલી એટલી મોટી લાલચને એ રોકી શકી નહિં. એ સહેજ હસી. ભોંય સરસી ઊંધી પડીને ધીમે રહીને બારણા નીચે થઈને બહાર હાથ સરકાવી એણે ટોપલી-માંથી એક કાચનું રમકડું અંદર તાણી લીધું. રમકડાંવાળાને કશી ખબરે ન પડી.

પણ આ તો અણધાર્યું બની ગયું. એણે તો માન્યું હતું કે ચોરી કરતાં તે જરૂર પકડાઈ જશે. હાથ બહાર કાઢીને રમકડું લેતાં પેલો જોઇ જશે ને એ પોતાના હાથમાંથી રમકડું આંચકી લેવા એકદમ અંદર ઘૂસી આવશે. ધમાચકડી જામશે. પોતે કહેશે કે મેં કંઇ રમકડું લીધું નથી. હું તો આ બાજુ હતી. તેં મને રમકડું લેતાં જોઈ છે? કોણે હાથ બહાર કાઢીને રમકડું ઉપાડ્યું તે હું શું જાણું? પેલો રમકડાંવાળો છોકરો રડુરડુ થઇ જશે ત્યારે પોતે તેને રમકડું આપશે. સરખી ઉંમરનાં છોકરાંને પજવવામાં એને બહુ મઝા પડતી હતી.

મુખ ઉપરનું એનું હાસ્ય શમી ગયું. કાકા તરફ નજર ફેંકીને દરવાજો ખોલી એણે બહાર મોં કાઢ્યું. એણે જોયું કે રમકડાંવાળો ઘસઘસાટ ઊંઘતો હતો. એની આખી છાબડી ચોરી જવામાં આવે તો ય એને ખબર પડે એમ નહોતું. સમસ્ત દિવસના કાળા પરિ-શ્રમની એક કરુણ ક્લાન્તિની છાયા એના મોં ઉપર ફૂટી નીકળી હતી.

કોઇ પણ એના જેવી અવસ્થાવાળું આ રીતે કેમ ઊંઘી શકે એ એની સમજમાં ન આવ્યું. નીચી વળીને એણે પોતાના મધુર કોમળ સૂરે હાંક મારી "ફેરિયા." ફેરીવાળો બેઠો થતાં એણે કહ્યું, "તારાં રમકડાં કોઈ હમણાં ચોરી જાય તો?"

ફેરીવાળો એની માતૃભાષામાં બોલ્યો, " ચોરી ? માથું નહિં ભાંગી નાખું તો ? "

એ પછી એણે રબરનું એક પંખી બહાર કાઢીને એનું પેટ દબાવી સિસોટી વગાડી કહ્યું, " લો, ૭ પૈસા. "

છોકરી સહેજ હસીને છાબડી પાસે બેસીને બોલી, " તારી વસ્તુઓ બધી બરાબર છે ? જોઇ લે જોઉં ! "

છોકરાએ એ તરફ નિશ્ચિંત આંખ ફેરવી કહ્યું, " તમે લો ને ! શું જોઇએ છે ? આ પાકીટ લો, બે આના. "

" એ મારે નથી જોઇતું. "

" વારુ, આ ભમરડો લો, એનો એક આનો. જરીની દોરી લેવી છે ? સાત આને ગજ. આ ચકરડી લેવી હોય તો બબ્બે પૈસા, બબ્બે પૈસા. "

" ભમરડાને હું શું કરું ? હું તો છોકરી છું. ભમરડે તો છોકરા રમે ! "

" તો શું લેવું છે ? અરીસો જોઈએ છે ? મોં જોવા માટે ? તમારું મોં દેખાવડું છે. "

એના બોલવાની રીત જોઇને છોકરી એના સામું ટીકી રહી. ને પછી એકદમ હસી પડી. પછી કહ્યું, " એ નહિ જોઇએ. તું તારું મોં જો. તારું મોં ખરાબ દેખાય છે. "

" તો પછી તમારે શું જોઈએ છે ? પાસે કેટલા પૈસા છે ? તે પ્રમાણે વસ્તુ દઉં. "

" પૈસા ? પૈસા મારી પાસે વળી કેવા ? "

છોકરો એના મોં સામે જોઈ રહ્યો. એ પછી સહેજ હસીને બોલ્યો, " તો ભાઇ મુશ્કેલી, જાવ ત્યારે અંદર જઈને ઊંઘી જાવ. નકામા આટલી વાર સુધી..."

છોકરી ખસી નહિ. અનેક પ્રકારની ચકચકિત ને મન લોભાવનારી વસ્તુસૃષ્ટિમાં એનું મન મુગ્ધ થઈ ગયું હતું. ડાબા હાથની મૂઠીમાં પકડી રાખેલ પેલું કાચનું રમકડું એણે છાતી સાથે સંતાડી રાખ્યું હતું. એને થતું હતું કે ચોરી કરીને લીધેલી વસ્તુ પાછી આપવી શી રીતે?

છોકરાએ ફરી એના તરફ જોયું. આટલી બધી અવજ્ઞા કર્યા પછી પણ જે ખસતી નહોતી એના પ્રત્યે એને મમતા જાગી. બંને જણ લગભગ સરખી ઉંમરનાં હતાં. એકને માટે આ વિશાલ ધરતી રૂપેરી કલ્પનાસૃષ્ટિ હતી, આનંદનું મોહમંદિર હતું, સ્વપ્નની અમરાપુરી હતી. જ્યારે બીજો હતો ધૂળ, કાંટા ને પથરાથી મઢેલી ધરતીનો પંથી. આ પૃથ્વી એને માટે હતી, અસીમ દુઃખે ભરેલી, અસહ્ય અવહેલનામયી અને અનંત વેદનાની.

બંને પાસપાસે જ બેઠાં હતાં. એક નદી જાણે પોતાનો જલપ્રવાહ વિરાટ અરણ્યમાં ઠાલવીને સુકાઈ જતી હતી. એના સુંદર નયનોના ભીતરમાં દૃષ્ટિ નાખતો હોય એ રીતે છોકરાએ પૂછ્યું—"તમારું નામ શું?"

"—નામ? જાણવું છે? શાંતિદેવી. તારું નામ?"

છોકરાએ સન્મુખ પથરાયેલ નિર્જન અને અંધારા સ્ટેશન પર અને રેલના પાટા તરફ નજર ફેંકી સહેજ હસી કહ્યું, "નામ સાંભળીને તમારે શું કામ છે? તમને તો એ ઝાઝો કાળ યાદ રહેવાનું નથી."

શાંતિ બોલી, "તો મારું નામ કેમ જાણી લીધું? કહે જલ્દી."

છોકરો છટકી ગયો. પોતાનું નામ કહીને એ નિભૃત રાત્રિના આલાપને વધારે ગાઢ કરવાની ઈચ્છા નહોતી. વાત ઉડાવવા

એણે કહ્યું, " કંઇ ખરીદવું નહિ ? કહો તો મારું શી રીતે પૂરું થતું હશે ? આજે આખા દહાડામાં કંઈ જ વેચાયું નથી એમ કહીએ તો ચાલે. પણ તમારો મુલક કયો ?'

શાંતિ બોલી, " પંજાબમાં અમૃતસર. "

" આણી મેર કેમ આવવું થયું ? "

સાંભળતાં વેંત શાંતિનું મુખ શરમથી રાતું થઇ ગયું. એણે માથું નીચે ઢાળી દીધું. છોકરાએ જે સવાલ પૂછયો હતો તે જાણે કોઇ નિકટતમ આત્મીય જનનો હોય એવી લાગણી એને થઇ આવી. નાની છોકરી, આટલી વારમાં એ હકીકત એ ભૂલી યે ગઇ હતી કે પોતાની સાથે આટલા આત્મીયભાવે વાત કરનાર છોકરો એક અજાણ્યો ગરીબ ફેરીવાળો હતો. એની સાથે રજ માત્ર પૂર્વપરિચય એને પોતાને નહોતો.

" કેમ ચૂપ બેસી રહ્યાં ? "

શાંતિ બોલી, " હું અહિં પહેલી વાર મારા કાકાની સંગાથે આવી છું. અને પેલો છોકરો, પેલો જે ઘર્ર્ર્ ઘર્ર્ર્ નાક બોલાવે છે તે યે અમારી સાથે આવેલો છે. મારા કાકા એ છોકરાને નોકરી શોધી આપીને ઘર મંડાવી આપવા માટે તાતાનગર જાય છે. ત્યાં કાકા કંપનીના મોટા અફસર છે. "

છોકરો એની છાબડીમાં પડેલી વસ્તુઓ તરફ જોઇને કંઈ વિચાર કરવા લાગ્યો. એ પછી એક અલક્ષ્ય નિઃશ્વાસ નાખીને એ બોલ્યો, " હવે મારે જવું પડશે. સામા પ્લૅટફૉર્મ ઉપર ગાડી આવવાનો વખત થયો છે. અને સાંભળો, નામ જાણવાની તમને ઇચ્છા હતી ને ? મારું નામ છે બદરી. "

એટલું કહીને તે ઊભો થવા જતો હતો ત્યાં શાંતિ બોલી, " આટલી રાતે તારી વસ્તુઓ કોણ ખરીદવાનું છે ? હું એ અહિં એકલી બેઠી બેઠી શું કરીશ ? "

આ સવાલ અસાધારણ હતો. અર્ધા કલાકના પરિચયે આટલો મોટો હક્કદાવો આગળ કરી શકાતો હશે એ ખ્યાલ બદરીને આવી શકે એમ નહોતો. એને લાગ્યું કે શાંતિ ભારે સ્વાર્થીલી હતી. નાના છોકરાંને પટાવવાની રમતની માફક શાંતિ એને થોડી વાર હુલાડી રમાડીને એની ગાડીનો વખત થશે એટલે એના ધણી સાથે રસ્તે પડી જશે અને પોતાને માટે નિર્જન, ઉદાસીન સ્ટેશનનું અંધારું, ઘરાકો માટેની વ્યર્થ શોધાશોધ અને થોડા નિઃશ્વાસ પાછળ રાખી જશે. અગાઉ કોઇ એક દિવસનો પ્રસંગ એને યાદ આવ્યો. ના એ બની જ શકે નહિ. ક્ષુબ્ધ અભિમાનપૂર્વક એ બોલ્યો, "જાવ ભાઈ, તમે તમારા કાકા પાસે."

"નથી જવું તું શું કરીશ કહે ? આ હું બેસી રહી." કહીને શાંતિ રમકડાંની છાબડીની એક કોર પકડીને બેસી રહી.

બદરી બોલ્યો, "મને નુકસાની કોણ આપશે ?"

શાંતિ બોલી, "તારી ચીજો. નુકસાન તારે જ આપવાનું."

ફરીવાર બદરી શાંતિના મુખ સામે ટીકી રહ્યો. વિદેશવાસી છોકરીની દીર્ઘ, ગંભીર કાળી આંખમાં નિર્લિપ્ત દૃષ્ટિ નજરે પડતી હતી. એના માથાની વેણી ખોળામાં ઝૂલી પડી હતી. કાન્તિભર્યા ભરાવદાર હાથોમાં સોનાની ચૂડીઓ ચમકતી હતી. ટચલી આંગળીએ હીરાજડિત વીંટી હતી અને એના બંને પગ ધૂળરેતીવાળા હોવાને કારણે હતા એથી યે વધારે સુંદર લાગતા હતા. શીત મુલકની વતની હોવાથી ઉજ્જ્વળ મોં ઉપર રકતની આભા ચમકતી હતી. અનેક મુસાફરગાડીઓમાં બદરીએ અનેક સુંદર સ્ત્રીઓ જોઈ હતી પરંતુ આટલા નિકટપણે આવી રૂપમતી નારી એની આંખે કદિ પડી નહોતી. આ કિશોરીના હાથને તરછોડી ચાલી જવાની સઘળી હિંમત બદરી ગુમાવી બેઠો હતો.

ઘણી વાર સુધી બદરી શાંતિની આંખમાં જોઈ રહ્યા પછી બોલ્યો, "હું તમને ઓળખું છું."

"હટ્ હટ્, કોઈ દિ' મને આ અગાઉ જોઇ'તી, જે ઓળખે છે ?"

અભિભૂતભાવે બદરી બોલ્યો, "હા ઓળખું છું. ચોક્કસ ઓળખું છું. મેં તમને અગાઉ જોયાં છે."

"ક્યાં જોઇ'તી વારુ ?"

મસ્તક ફેરવી બદરી રેલના પાટા તરફ જોવા લાગ્યો. ક્યાં જોઇ'તી તે એ શી રીતે કહી શકવાનો હતો ? સ્મરણપટના સામા કાંઠા સુધી એનું મન ઝાવાં મારી વળ્યું. સાગરઘેરી ધરતી અને તારલામઢ્યું અનંત આભઃ બધું એનાં સ્મરણમાં ફરી વળ્યું. પછી માથું ઝુકાવી બોલ્યો, "હાં, બરાબર ઓળખું છું તમને- આગળ જાણે તમને જોયાં છે.'

એના દૃઢ આત્મવિશ્વાસ તરફ જોઈને શાંતિ હસી. હસીને એ બોલી, "પણ આ જનમારામાં નહિ જોઇ હોય."

બંને જણા બેઠાં બેઠાં વાતે ચઢ્યાં. શાંતિ બોલી, "અમારું ઘર અમૃતસરમાં જલિયાન બાગ પાસે જ છે. ત્યાંથી થોડે દૂર સરોવરમાં બાંધેલું સુવર્ણમંદિર આવે છે. મારા પિતા રેશમનો વેપાર કરે છે. એક વાર પિતા સાથે લાહોર જઇને મેં ઘોડા દોડાવવાની શરત પણ જોઈ હતી." બદરી બોલ્યો, "મારું ઘર તો અહિં નજીકમાં ગોપાલા મહોલ્લામાં છે. મારો બાપ દૂધનો ધંધો કરે છે. મારા મામા ધરમશાળામાં દરવાન છે. એકવાર વરસાદમાં અમારું ઘર પડી ગયેલું. મારી મા ગાંડી છે. અહિં ચંપા નદીમાં અમે ઘણી વાર માછલાં પકડવા જઇએ છીએ."

એક જણ થોભે ત્યાં બીજું વાત ચલાવે. એમ કરતાં કરતાં એમની આત્મકથા ચાલવા લાગી. નવી વાતમાં નવું આશ્ચર્ય આવે. પાસે પાસે બેઉ જણા બેસીને પોતપોતાના હૃદયનાં દ્વાર ખોલતાં પરસ્પરને અભિનંદિત કરવા લાગ્યાં. ફેરિયો અને ગૃહવધૂ: વચ્ચે કોઈ જાતનું જુદાપણું રહ્યું નહિ. સમવયસ્કના નિઃસંકોચ આલાપપ્રલાપમાંથી આપોઆપ જ પરસ્પર ગંભીર પરિચય, પ્રીતિ, અને મૈત્રિ જન્મ્યાં અને લાગણીની આપલે થઈ.

એવામાં એકાએક કોઈ એક કૂતરાના કરુણ ચિત્કારથી એમની વાતમાં ભંગ પડ્યો. કંઈ ખાવાનું લેવા માટે બિચારું કૂતરું પાટા ઉપર ગયું હશે; ત્યાં ચાલતી માલગાડીના પૈડાની આડફેટમાં આવી ગયું. ચિત્કાર નાખતું કૂતરું એક બાજુના પ્લૅટફૉર્મ ઉપર ચઢ્યું. શાંતિએ જોયું કે એ એક પગે લંગડાતું લંગડાતું ભાગતું હતું અને એની પાછળ ઘવાયેલા પગમાંથી ઝરઝર લોહી પડતું હતું.

ભય અને ઉત્તેજનાને લીધે વિવર્ણ મુખે ને ઘાયલ દેહે એણે બદરી તરફ નજર ફેંકી. એનું સમસ્ત અંગ ધ્રૂજારીઓથી થરથર કંપતું હતું; પરંતુ આટલો મોટો ગમખ્વાર બનાવ બનવા છતાં માલગાડીનાં પૈડાંની ગતિ તો જાણે કંઇ જ ન બન્યું હોય એ રીતે અક્ષુબ્ધ ઢબે પૂર્વવત્ મંથર વેગે ચાલુ રહી.

બદરી એના તરફ જોઇને જરા હસ્યો. બોલ્યો, "આવું તો ઘણી વાર બને છે! કેટલાં કૂતરાં આ રીતે......પેલે દા'ડે એક કૂલી પણ બોજો લઇને લાઈન ઓળંગતી વખતે–બસ, પલકવારમાં તેનો પગ પૈડાના આરામાં આવી ગયો."

શાંતિએ કંઈ હુંકારો દીધો નહિ. દૂર ક્યાંક જઈને પેલું કૂતરું હજી યે કરુણ ચિચિયારીઓ પાડતું હતું એ બાજુ શાંતિ તાકી રહી હતી. એણે વિચાર કર્યો; "નિષ્ઠુર દુનિયાં! એક અસહાય પ્રાણી

સમસ્ત જીવન માટે લંગડું થઈ ગયું, કોઈએ એ તરફ પાછું વળી નજરે ફેંકી નહિં. એનું જીવન શું આટલું બધું અનાદર યોગ્ય, અવહેલના લાયક હતું! જે પ્રતિકાર કરી શકતું નથી, જેની વેદનાને કોઈ વાણી નથી એનું જીવન આટલું બધું ઉપેક્ષાને પાત્ર હશે?"

આંસુથી શાંતિની આંખ ભરાઈ ગઇ. એ ઘા જાણે એના દેહ ઉપર ન થયો હોય, એ આઘાતે જાણે એની છાતી સજ્જડ નહિ થઇ ગઈ હોય! પારકાના દુઃખનો જે અનુભવ કરી શકે છે તે ચિરદિન દુઃખી જ થતાં હોય છે. શાંતિ જીવનમાં સુખી થઇ શકનાર નથી.

બદરી બોલ્યો, "બીજું યે ઘણું છે. તમે જાણતાં નથી. અને કોણ એ જુએ છે? અમે તો એ તરફ નજરે નાખતા નથી."

ઓઢણીના છેડાથી આંસુ લોઈ નાખી શાંતિ સરખી થઈને બેઠી એટલે બદરી એને સમજાવવા લાગ્યો કે આ જગતમાં કેટલી દિશામાં કેટલાં કરુણ દૃશ્ય જોવા મળે છે! એના કરતાં એ કયાં યે વધારે નિષ્ઠુર, કયાં યે ભીષણ ને કયાં યે મર્મઘાતક હોય છે. બદરી બોલ્યો; "તમારી માફક પોચા કાળજાના થવા જઇએ તો દુનિયાંમાં અમારાથી ઊભું યે નહિ રહેવાય."

બદરી પોતાની શિષ્યાને હજી યે વધારે સંભાષણ શિક્ષણ આપવા જતો હતો ત્યાં શાંતિના કાકાને એણે પાસે આવીને ઊભેલા જોયા ને એની વાત અટકી પડી.

કાકા શાંતિનો હાથ પકડીને ઊઠાડતાં બોલ્યા, "ગાડી આવે છે. જલદી કપડાં બદલી લે. સોહનસિંહને ઊઠાડ, જા, અંદર જઇને."

શાંતિએ ઓરડામાં જઈને ધક્કો મારીને સોહનસિંહને જગાડ્યો ને કપડાં બદલવા નાવણિયામાં ગઈ. એકદમ રડી પડાશે એમ લાગવાથી એ ખૂબ છોભીલી પડી ગઈ.

કાકા બદરીને ધમકાવવા લાગ્યા, "ફરીવાર મારી છોકરીને પટાવીને રમકડાં વેચવા નીકળી આવ્યો ? બદમાસ !"

"એ રીતે જ તો અમારા જેવા ગરીબ આદમીઓનો રોજગાર ચાલે સરદારજી !" એમ કહીને બદરી એની છાબડી લઇને આગો જતો રહ્યો. કાકાએ એને બરાબર મનમાં ઠસાવ્યું કે શાંતિ અને એની વચ્ચે કેવો મોટો તફાવત હતો. એ પોતે કેવો દયાપાત્ર હતો !

માલસામાન લઇને બધાં બીજા પ્લૅટફૉર્મ ઉપર જતાં રહ્યાં ત્યારે ભરભાંખરું થવા આવ્યું હતું. દૂરથી શાંતિને જોઈને બદરી અવાક્ થઇ ગયો. આટલા વખતમાં તેનો ઠાઠઠેરો બદલાઈ ગયો હતો ! પહેરણમાં એણે એવડા મખમલ ઉપર સોનેરી ઝીકના ભરતની ચોળી પહેરી હતી. રેશમનો પાયજામો, માથે આસમાની રંગની ઓઢણી ને પગે જરીની મોજડી એણે લગાવી હતી. શાંતિએ જરા વાર આસપાસ નજર ફેરવી જોઇ, પણ બદરી ઉપર એની નજર પડી નહિ. શું કામ પડે ? બદરી વિચારવા લાગ્યો, "આ મોટા ઘરની કન્યા સાથે થોડી વાર પહેલાં એને થયેલ અનધિકાર ઘનિષ્ઠતા પાછળ કઈ યુક્તિ હતી ?" એના ક્ષુદ્ર, દરિદ્ર જીવનમાં શાંતિ એને ભીક્ષાના દાનરૂપે બંધુત્વનું ગૌરવ અને લગીરેક સદ્ભાગ્ય આપતી ગઇ ! પોતાની તુચ્છતા, ક્ષુદ્રતાનું ભાન એ કન્યા જાણે એના અંતરમાં જાગૃત કરી ગઇ એ હવે પોતે શી રીતે છુપાવી શકવાનો હતો ? રાજકન્યા સાથે ફેરિયા બાળકને મૈત્રિ ! એ બધો ભ્રમ હતો, મિથ્યા, અસંભવિત હતું અને આ વાત કોણ માનવાનું હતું ?

લાકડાનો આંતરો પાર કરીને બદરી એ તરફ ગયો. નાની લાઇનની ગાડી હવે ઊપડવામાં હતી. બદરી ફરવા લાગ્યો. તરેહ તરેહના અવાજો કરીને ગાડીના મુસાફરોમાં પોતાનાં રમકડાં વેચવાની હવે એનામાં રુચિ નહોતી રહી. તે ઊભો રહ્યો. જોતજોતામાં એની આંખ સાગેથી ગાડી સરકવા લાગી.

એ એક જગ્યાએ જઇને બેઠો. એના મોઢાની વાણી જાણે લુપ્ત થઇ ગઈ હતી. એને કશો ઉત્સાહ નહોતો. એ કલાન્ત, શ્રમિત થઈ ગયો. આ જુગુપ્સાજનક ફેરિયાગીરી હવે એ ઝાઝા દિ' કરી શકે એમ નહોતું. બદરીને થયું કે પોતે ત્યાં ને ત્યાં સૂઈ જઇને થોડી વાર આંખ મીચી રાખે તો જ શાંતિ વળશે.

સામી બાજુની લાઈન ઉપર હવે ગાડી આવી પહોંચી હતી.

ત્રણ મિનિટ માત્ર ઊભી રહેશે. ઊઠ બદરી, વખત નથી. તારા આ નિષ્કારણ અવસાદની કિંમત શી? એક પલકમાં કોનું જીવન વ્યર્થ થઇ ગયું એ કોણ સમજવાનું હતું? તારા રબારી બાપની નિર્દય સજાને યાદ કરતો તું ઊઠ બદરી. કોણ કહે છે કે તું કલાન્ત થઈ ગયો છે?

છાબડી લઇને બદરી ફરી પાછો દોડતો ગાડી તરફ ઊપડયો.

લાકડાનો દાદરો ચઢી તે દોડતો નીચે ઊતરવા લાગ્યો. હાય! એની માથા ઉપરની છાબડી નીચે પડી ગઇ. છાબડીમાંના બધાં પૂતળાં–રમકડાં વેરણછેરણ થઇ ગયાં. પાછળ આવનારાં કોઈએ પગ નીચે કચરતા ને ઠેબે ઉરાડતા ગયા, કોઇ ભાંડતા ગયા તો કોઇ સહાનુભૂતિના શબ્દો બોલતા ગયા.

એક એક કરીને એણે બધું ભેગું કર્યું ત્યારે ઘંટો પડી ગયો હતો. છાબડી માથે મૂકીને તે ધીમે ધીમે નીચે ઊતરી આવ્યો. ગાડી

પાસે જતાં જ કોકે એને ઊભો રાખી એક પાકીટ સીગરેટ લીધી. પછી એક દિવાસળીની બાકસ લીધી.

"–પૈસા આપો જલદી બાબુજી ?"

"અરે ઊભો રહે હવે જરા. મોટો લાટ સાહેબ ન જોયો હોય તો." કહીને બાબુસાહેબ પાકીટ તોડીને અંદરથી એક સીગરેટ બહાર કાઢી દિવાસળી સળગાવી બોલ્યા, "કેટલા પૈસા ?"

"તેર પૈસા."

"–અરે ભાગ અહિંથી ખાંટુ ? બધા અગિયાર પૈસા લે છે ને તું જબરો ક્યાંનો તે પૈસો વધારે માગે છે ? બધા મળીને ત્રણ આના આપીશ."

"ઠીક, ત્રણ આના આપો."

બાબુસાહેબે એક રૂપિયો બહાર કાઢ્યો. રૂપિયો વટાવવા માટે જ સીગરેટ લેવાનો એમનો ઇરાદો ન હોય જાણે ! બદરીને કોથળી બહાર કાઢીને રૂપિયાનું પરચુરણ ગણીગણીને આપવું પડ્યું. એક પાવલી ઘસાયલી હોવાનું કહી બાબુસાહેબે એ પાછી આપી છૂટા ચાર આના કઢાવ્યા.

એ ચાર ડગલાં આગળ ચાલ્યો એટલે કોકે પૂછ્યું, "એલ્યુમિનિયમના ચમચાનું શું લઇશ ?"

શાંતિ એને એના ડબામાંથી હાથની ઇસારત કરીને બોલાવતી હતી તે બદરીની નજર બહાર નહોતું ગયું. એ તરફ એક નજર ફેંકી નિઃશ્વાસ નાખી બદરી બોલ્યો, "બે આના, લેવો છે ?"

"ઠીક મજબૂત ને ટકાઉ છે ને ? છ પૈસે આલવો છે ?"

એ વખતે સિસોટી વાગી. ઘરાક પાસે ચમચો રાખીને બદરી દોડ્યો શાંતિ પાસે. પૈસા લેવાનો વખત નહોતો. ગાડી હવે ઊપડી ચૂકી હતી.

તે શાંતિ પાસે ઘણો મોડો પહોંચ્યો. એને બીજું કહેવાનું યે શું હતું? નજીક પહોંચતાં જ આકુળવ્યાકુળ થતી શાંતિએ હાથ લાંબો કરી કાચની પૂતળી એની છાબડીમાં ફેંકી દીધી. એ પછી હસી એણે કહ્યું, "ચોરી કરી લીધી હતી."

છાબડી ભોંય ઉપર નાખી કોણ જાણે શાથી બદરી ગાડી સાથે દોડવા લાગ્યો—નાના બાળકની માફક. શાંતિ ઘાંટો પાડીને બોલી, "ક્યાં હતો આટલી વાર? આ, હા, હા, હા. થોભ થોભ. પડી જઈશ. દોડીશ નહિ—ગાંડાની પેઠે."

ગાડી તે વખતે દોડતી હતી. બારી બહાર ડોકું કાઢી હસતી હસતી વિદેશી કન્યાએ કપાળે હાથ જોડી એને વિદાય નમસ્કાર પાઠવ્યા.

પાછો આવીને બદરીએ પૂતળી તરફ જોયું. શાંતિના હાથની ગરમીથી તે હજીય ભીની અને ઊની હતી. મનમાં મનમાં એણે પ્રતિજ્ઞા કરી કે એ પૂતળી એ કોઇ દિ' વેચશે નહિ. એની ઘાસ પાંદડાંની ઝૂંપડીની ખપાટોમાં બદરી એ પૂતળીને સાચવીને સંતાડી રાખશે. અને એ વાતની કોઇને એ ગંધ સરખી યે નહિ આવવા દેશે કે એ પૂતળી એના જીવનની મોટામાં મોટી વ્યર્થતાનું ચિહ્ન હતી.

ગાડી જે દિશામાં અદૃશ્ય થઈ ગઇ હતી તે દિશા તરફ બદરીએ આશાતુર મીટ માંડી. કશું માલમ પડ્યું નહિ—માત્ર એ આવેલા જંગલની સીમા ઉપર આવતી ઉષાનો પ્રસન્ન રક્તાભ રંગ ઊઘડી રહ્યો હતો.

નવા દિવસની ફેરી શરુ કરવા માટે બદરી એનું મોંવાજું લઇને વગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ એમાં એનો હાથ માત્ર ધ્રૂજવા લાગ્યો, મોંવાજું વાગ્યું નહિ.

પ્રબોધકુમાર સંન્યાલ

# ૬

## મુક્તિ

ગૃહસ્થઘરની વહુ હોવા છતાં જે દિવસે કલકત્તા શહેરના મોટા રસ્તા ઉપર પાનના બીડાં વેચવા મુક્તિ બેઠી તે દિવસે એને જેટલો સંકોચ થયો હતો એના કરતાં આશ્ચર્ય વધારે થયું. બાર વરસે વિવાહિત થયા પછી ધણી સાથે કલકત્તા શહેરની એક સાંકડી ગલીમાં પ્રવેશ કર્યો પછી ૭ વરસમાં એકવાર પણ મુક્તિને એ ગલીની બહાર આવવાનો પ્રસંગ પડયો નહોતો. એના ખોરડા જેવા અંધારા ઘરમાં બધો વખત પુરાઇ રહેવાને લીધે એને એવો મહાવરો પડી ગયો હતો કે બહારની દુનિયામાં કયાં યે પ્રકાશ અને પવન જેવી ચીજ હશે એ વાત એના મનમાં યે આવતી નહતી. આજે એકાએક ઝાં ઝાં ધખતા તડકામાં તે બહાર આવી પડી ત્યારે એ જાણે દિશા ભૂલી થઇ ગઈ ન હોય એવું એને લાગવા માંડ્યું. એની અંધારાથી ટેવાઇ ગયેલી આંખો અજવાળામાં અંજાઇ જવા લાગી.

અહિં એવો સવાલ થશે કે બંગાળી ગૃહસ્થઘરના પરદામાં રહેનારી મુક્તિને માટે બજારની પાનવાળી થવાનું કેમ થયું? ઘણાને

આ વસ્તુ વિચિત્ર ને અસંભવિત લાગશે. પણ એવું નથી. મારી વાતમાં વિશ્વાસ ન પડતો હોય તો હું સાક્ષી રજૂ કરવા તૈયાર છું– મુક્તિને કલકત્તા શહેરમાં ઘણાએ પાન વેચતી દેખી છે.

મુક્તિ અત્યંત અવહેલના ને અનાદરનો અનુભવ કરી કરીને મોટી થઇ હતી. એક તો તે ગરીબ ઘરની છોડી. એ ઉપરાંત એ જ્યારે ખૂબ નાની હતી ત્યારે એની મા મરી ગયેલી એટલે લાડકોડ એના ભાગ્યમાં એને અનુભવવાનાં આવ્યાં જ નહિ.

નાની છોકરીને મહાને મુક્તિના બાપે ફરીવાર લગ્ન કર્યું, પણ છોકરીને એને લીધે કંઇ સુખ મળ્યું નહિં. કારણ કે સૉકયની છોડીને લાડપાન કરાવવા જેટલી ઉદારતા મુક્તિની સાવકી માના દિલમાં નહોતી.

મુક્તિ બીકમાં ને બીકમાં જ દા'ડા ગાળતી. શકય હોય ત્યાં સુધી તે પોતાની જાતને છુપાવતી ફરતી, કારણ કે જ્યાં પણ સાવકી માની આંખ એના ઉપર પડતી ત્યાં એને માટે માર જ હતો, લાડ નહોતાં. પોતાને છુપાવી રાખવાની મુક્તિમાં એટલી બધી ટેવ પડી ગઇ કે વિવાહ પછી પણ એ એના ધણી પાસે દિલ ખોલી શકી નહિં. ધણી પણ એના પ્રત્યે એવો કોઇ પ્રેમભાવ પ્રદર્શિત કરવાનું શીખ્યો નહોતો. એમાં એ બિચારાનો વાંક નહોતો. પ્રેમ કરવાનું એના હાડમાં જ નહોતું.

મુક્તિનો ધણી કલકત્તામાં કોઇ ઑફિસમાં સાધારણ પગારની નોકરી કરતો હતો. એ આ દુનિયામાં વધારે કશાની ઝંખના યે નહોતો રાખતો. થોડામાં જ એ સંતોષ અનુભવતો. અને એ થોડું યે નહિ મળે તો ઉત્તેજિત થઇ જવાનું તેજ પણ એનામાં નહોતું. એ બિચારો સા'વ સીધો માણસ હતો. એનું આ સીધાપણું એટલું મોટું હતું કે ગમે તેવી ઉત્તેજના પણ એને લગીરે ચંચળ કરી શકતી નહોતી.

આ ઉપરાંત એ હતો નકલચાંદ બાવાજીનો ચેલો. એના જેવો ગુરુ-ભક્ત ચેલો આ કળિકાળમાં મળવો દુર્લભ. મન સ્થિર કરવા માટે એ પોતાના ગુરુજીની સલાહથી સખત ગાંજો પીતો. ગાંજો પીવાની એની માત્રા એટલી બધી વધી ગઈ કે લોકો કહેવા લાગ્યા કે ચિત્ત એકાગ્ર કરવાની વિદ્યામાં ચેલો ગુરુને ય ટપી જશે.

નકલચાંદ બાવાજી આંખો મીચી દઇને ઉપદેશ આપતા કે કામિની કંચનનો મોહ ખૂબ ભયંકર. માછલી જેમ જાળમાં લોભાઈને ભરાઇ પડે ને એ જાળથી જ મૃત્યુ પામે એમ માનવી પણ એ રીતે આ કામિની કાંચનની માયાજાળમાં લોભાઇને પડે અને નરકમાં ડૂબી મરે છે.

મુકિતનો ધણી ગુરુનો આ ઉપદેશ ગદ્દગદ્દ હૈયે ને હાથ જોડીને સાંભળતો. અને એનું પાલન કરવા યથાશકિત પ્રયત્ન કરતો. કંચનની બાબતમાં તો એને બહુ કંઈ ચિંતા કરવા જેવું નહોતું. એનું ખેંચાણ હતું જ નહિ. કારણ કે એ વસ્તુ આવવાનો રસ્તો જ એનો ભુંસાઈ ગયો હતો. પરંતુ કામિનીનું તો એવું નહોતું. એ તો રાતદિન આંખ સામે ઝળહળાટ કરતી ઊભી હતી. એટલા વાસ્તે મુકિતનો ધણી જેટલો વખત ઘરમાં રહેતો એટલો વખત કામિનીજાળથી બચવા માટે ચિત્ત એકાગ્ર કરવા ગુરુએ બતાવેલા મહા ઔષધનું ખૂબ ભકિત ભર્યે હૈયે પાન કરતો. તે મનમાં એની તારીફ કરતો—આ દ્રવ્યનો ગુણ કેવો આશ્ચર્યજનક છે! માણસનો આવડો મોટો શત્રુ કામિની પણ આ દ્રવ્યના ગુણથી આંખની સામેથી બિલકુલ ધોવાઇને સાફ થઇ જાય છે! એનું ચિન્હ પણ રહેતું નથી. શું ખુમારીની મસ્તી એ મગજમાં ભરી દે છે! આવી સુલભ વસ્તુ સંસારમાં હોવા છતાં માણુસ શું કામ સંસારની ખાઇમાં ડૂબી મરતો હશે એ એને માટે સનાતન કોયડો હતો. એ કંઇ સામાન્ય વસ્તુ હતી! યોગ સાધનાની અંતિમ અવસ્થા કહેવાય એવી સમાધિ આ દ્રવ્યના સેવનથી ક્ષણમાત્રમાં હસ્તામલકવત્ થઈ જાય છે. જરાયે ધાંધલ નહિ, ઘોંઘાટ

નહિ–આવડું મોટું જગત પણ ક્યાં યે અદશ્ય થઈ જાય ! એ પોતે મહા ભાગ્યવાન હતો કે એને નકલચાંદ બાવાજી મળી ગયા. એટલે તો આ ભવયાત્રા એની સફળ થઈ; નહિ તો એની શી દુર્દશા થાત ! માણસો કેવા મૂરખ છે ? આવડો મોટો મહાત્મા જીવતો–જાગતો હોવા છતાં લોકો રે અન્ન, રે વસ્ત્ર કરતા હવાતિયાં મારી મારીને મરે છે ! નકલચાંદ બાવાજીના ચરણનો આસરો લેતાં એ બધી ધમાધમી કેવી શમી જાય !

આવા વિચાર કરતાં કરતાં વિશ્વસંસારમાં માનવજાતિની દુર્દશાથી એનું મન કાતર થઈ જતું ત્યારે 'આ બધી બલા પડે ઝાલમમાં' બોલીને એ ગુરુએ બતાવેલી મન મારણની ઔષધિનું પાન કરવા લાગી જતો.

આવી તરેહના માણસ સાથે મુક્તિને ઘર માંડવું પડ્યું હતું. પોતાના ધણીનું અસ્તિત્વ છે એવો અનુભવ કરવાનો ય સુયોગ એને સાંપડતો નહોતો. ધણીનો એના પ્રત્યે આદર તો હતો જ નહિ. પણ એના ઉપર ધણીનો અત્યાચાર થતો હોત તોયે એના મન ઉપર પોતાના સ્વામીની એક પ્રકારની છાપ પડત. જ્યાં કેવળ ઉપેક્ષા કે ઉદાસીનવૃત્તિ હોય ત્યાં એક માનવીનો અન્ય માનવી પ્રત્યે કોઈ પ્રકારનો સંબંધ જ જામી શકતો નથી. આ ઉપરાંત મુક્તિ એકલા ઘરનું એકલું માણસ જ હતી. એને ઘરમાં કોઇની સંગ સોબતે નહોતી. એટલે સાથીસંગીહીન એ નારી પોતાની અંદર જ એટલી સંકોચાઈ ગઇ હતી કે સાધનસંપત્તિ વિનાનું એનું દુઃખી ઘર પણ એને મોટું મોટું લાગતું હતું. દિવસ પછી દિવસ વહ્યા જતા હતા. રોજનું કામકાજ તે એક પછી એક એમ પતાવી દેતી. એમાં એને આનંદે નહોતો; દુઃખે નહોતું. એ જાણે સાંચાની પૂતળીની માફક હાલતી ચાલતી જીવતી હતી.

એવામાં અચાનક એક દિવસે એક સામાન્ય માનવીનું હૃદય એને મળ્યું. એ હતી વામાની મા—વામાની મા લોકોના ઘરમાં પર-ચુરણ કામકાજ કરીને પેટિયું કાઢતી. જે ગરીબ પોળમાં મુક્તિ રહેતી હતી તે પોળમાં વામાની મા એકલી 'કામવાળી બાઇ' હતી—તે સવારસાંજ પોળને નાકે બેસીને પાન વેચતી ને બપોરે ઝપાટાબંધ લોકોના ઘરોમાં કામકાજ કરી વળતી. કોઈ કંઇ વધારાનું કામ સોંપતું તો તે ગરજી ઊઠતી. એના એવા તેજાબી સ્વભાવને લીધે કોઈ એની સાથે ઝઘડો કરવાનું સાહસ નહોતું કરતું.

વામાની મા સાથે કામકાજના સંબંધ સિવાય પોળમાં કોઈ ને કોઈ પ્રકારનો સંપર્ક નહોતો. કામ પતાવી દઇને એ રસ્તે પડતી. કોઇ સામે જોવા યે ન થોભતી. સે'જ થોભીને બે વાત કરવાનો સમય પણ એને મળતો નહોતો. આથી કેટલાય વખતને અંતે પણ મુક્તિના નિઃસંગી જીવન ઉપર વામાની મા પોતાની છાયા ફેલાવી શકી નહોતી. પણ એક દિવસે એને એવો પ્રસંગ આવ્યો.

એક દિવસ મુક્તિને તાવ ચઢ્યો. તે એકલી પડી રહી હતી. તે દિવસે એના ધણીને રજા હતી; પણ એના ગુરુના અડ્ડામાં કંઈ ઊજવણી હતી, એટલે તે સવારનો વહેલો જ ત્યાં પહોંચી ગયો હતો. મુક્તિ તરફ પાછું વળીને જોવાની યે એને ફુરસદ નહોતી. એ પછી બે દિવસ સુધી તે ઘર તરફ ફરક્યો ય નહિ. ઉત્સવના ઉલ્લાસમાં બાવાજીના ચેલાઓએ એટલું બધું ચિત્ત સ્થિર કરી દીધું કે એ જોઈને આજુબાજુના લોકોની આંખો એમના તરફ સ્થિર થઈ જવાનો પ્રસંગ ઊભો થયો—ભોંયે પડેલા ત્યાંથી બે દિવસ સુધી ઊઠવાની ય કોઇની શકિત ન રહી એવા એ લોકો લટ્ટુ બની ગયેલા.

અંધારા ઓરડામાં ગંદી પથારીમાં ટૂંટિયું વાળીને મુકિત પડી રહી હતી. તરસથી એનો કંઠ શોષાઇ જતો હતો, પણ ઊઠીને પાણી

પી આવવાની હિંમત પણ એનામાં રહી નહોતી. એ મૂંગી મૂંગી તરસે શેકાઇ જતી ઊંચે છત તરફ ફાટફાટ આંખે જોતી પડી રહી હતી.

વામાની મા કામકાજ કરવા આવી ત્યારે એણે મુક્તિને ઘણી બૂમ મારી પણ એણે કશો જવાબ ન આપ્યો. એટલે એ એના ઓરડામાં દાખલ થઇ. મુક્તિએ એને જોઇ, પણ પાણી માગવાની એની હિંમત નહિં ચાલી. મરી જાય ત્યાં સુધી તે વગર પાણીએ પડી રહેત પણ વામાની માના એક કામથી એનામાં હિમત આવી.

મુક્તિના ઓશીકા પાસે બેસીને વામાની મા બોલી, " ઓ મા, તાવ ચઢયો દેખું ? " કહીને એણે પોતાનો ભીનો હાથ સાડીના છેડા વતી લૂછી નાખી મુક્તિના કપાળ ઉપર મૂકયો.

એ સ્નેહયુકત સ્પર્શે મુક્તિના સમસ્ત અંગમાં આનંદની ઝણ-ઝણાટી વ્યાપી ગઇ. કેવો સ્નિગ્ધ શીતળ સ્પર્શ ! મુક્તિ ઘણીવાર સુધી લ્હેરથી આંખ બંધ કરી પડી રહી. એના મનમાં થયું કે એ સ્પર્શ વાટે થઇને જીવનમાં પહેલીવાર એને એવી વસ્તુ મળી હતી કે જેની અનુભૂતિ એને કદિ થઈ નહોતી. વામાની માએ હાથ ઉપાડી લીધા પછી પણ ઘણીવાર સુધી મુક્તિના ભૂખ્યા દુખ્યા કપાળ ઉપર એ સ્નિગ્ધ સ્પર્શની ઝણઝણાટી રહ્યા કરી.

આટલી વાર પછી મુક્તિએ વામાની મા પાસે પાણી માગ્યું, પણ એનો કંઠ એટલો સૂકાઇ ગયો હતો કે હોઠમાંથી શબ્દો બહાર નીકળી શકયા નહિ—માત્ર હોઠ ફફડવાનો એક ધીમો કંપારો એના શીર્ણ મુખ ઉપર રમી રહ્યો.

વામાની મા સમજી ગઇ. એણે કહ્યું, " પાણી પીવું છે. બહેન ? "

સહેજ મસ્તક હલાવી મુક્તિએ હા પાડી.

વામાની મા એકદમ પાણી લઈ આવી. એના હાથમાંથી પાણીનો પ્યાલો લેવા જેટલી ઢીલ પણ એનાથી ખમાય એમ ન હોય એવી રીતે મુક્તિ સફાળી બેઠી થઈ ગઈ. વામાની મા એક ઊંડો નિઃશ્વાસ નાંખી બોલી, "બેન મારી, તારા મોઢામાં ટીપું પાણી રેડનારે કોઇ નથી!"

એ દિવસ પછી વામાની મા મુક્તિના ઘરમાં કામકાજ કરી રહ્યા પછી નાસી છૂટી શકતી નહોતી. કામ થઇ રહ્યા પછી પણ રોજ એ ઘડી બે ઘડી બેઠા વિના રહેતી નહિં.

વામાની સાથે મુક્તિના ચહેરાને કોઇ વાતે મળતાપણું નહોતું. તેમ છતાં કોણ જાણે શાથી વામાની માના દિલમાં એવું વસી ગયું હતું કે વામાના ચહેરાને મુક્તિનો ચહેરો મળતો આવતો હતો. જાણે સરખો જ ચહેરો! એવી જ આંખો, એવું જ મોં અને એવો જ અવાજનો રણકો—બધું જ એવું! વામા આજ કેટલાય વખતથી એને રોતી મૂકીને ચાલી ગઇ હતી. એનો ચહેરો હવે સ્પષ્ટપણે એના મનમાં ઊઠતો નહોતો. મુક્તિને એ કેટલાય વખતથી જોતી આવી હતી; પણ નવાઇની વાત તો એ હતી કે આટલા દહાડા સુધી એના ખ્યાલમાં નહિ આવ્યું કે મુક્તિ એની વામાને મળતી આવતી હતી. મુક્તિની માંદગીમાં એકદમ એ ખ્યાલ એના મનમાં શાથી આવી ગયો એ કોણ કહી શકે? શરૂ શરૂમાં મુક્તિના ચહેરા ઉપર એને ભિન્નતાની આછી પાતળી રેખા માલમ પડતી હતી તે યે વખત જતાં ભૂંસાઈ ગઇ. મુક્તિને વામાની મા જેટલી વાર જોતી તેટલી વાર એને થતું કે મારી વામા આવડી મોટી થઈ ગઈ! આ ખ્યાલનું રટણ કરતાં કરતાં એની વામા દુનિયામાં નહોતી એ ખ્યાલ વામાની માના મનમાંથી નીકળી ગયો.

વામાની મા સાથે પરિચય થતાં મુકિતનું બીડાયેલું હૃદય ધીમે ધીમે ઊઘડવા લાગ્યું. અને એની સુગંધિ એના અંતસ્તલની ગલીકૂંચીઓમાં ફેલાઈ પથરાઇ ને એના અંગ સમસ્તને જાગૃત કરવા લાગી. વામાની મા આગળ હવે મુકિતને લગીરે સંકોચ થતો નહોતો. એ હવે એની પાસે પોતાની મરજી મુજબ હક્કદાવો કરતી. કામનો વખત પૂરો થઈ ગયા પછી પણ મુકિત એનો છેડો ખેંચી પોતાને ત્યાં બેસાડી રાખતી. એ મોડી આવતી તો ગુસ્સો કરતી અને પાછી જતી રહેતી હોય તો છણકો પણ કરી લેતી.

વામાની મા પણ મુકિતથી બરાબર બંધાઇ ગઈ હતી. મુકિતને પોતાની છાતી સરસી ચાંપી રાખે એવી ઇચ્છા થઇ આવતી હતી. એની પોતાની પાસે જે કંઇ થોડુંથોડકલું હતું તે આપીને ય એને કળ વળતી નહોતી. મુક્તિને એ હજી ય વધારે આપવા માગતી હતી. પોતાનું સાર સર્વસ્વ આપવા ઇચ્છતી હતી. આસપાસથી ભેગી કરેલી કંઈ પણ વાત મુક્તિને કહ્યા વિના એને કળ ન વળતી. આંખે ચઢતી કોઈ સારી ચીજ મુક્તિને નહિ આપી દે ત્યાં સુધી એને હૈયાજંપ વળતો નહિ.

ખોવાયલું ધન પાછું મળે ત્યારે માણસ એને બેવડા જતનથી સાચવે. વામાને માટે એની મા જે જે નહોતી કરી શકી તે હવે એ મુક્તિ માટે કરવા લાગી. મુક્તિ પાસે વધારે વખત બેસવા મળે એટલા માટે વામાની માએ બે ત્રણ ઘરનું કામ છોડી દીધું ને જે ઘર બાકી રહ્યાં હતાં તેમના કામમાં પણ હવે એ શિથિલતા બતાવવા લાગી. એનું મન મુક્તિ ઉપર જ ચોંટી રહેતું. જ્યારે પણ ઘડી વખત મળે એટલે મુક્તિ પાસે જઈ આવ્યા વગર એને ચેન પડતું નહિ. અને એની પાસે બેઠી હોય ત્યારે જાઉં જાઉં કરતાં પણ એ ચીટકી રહેતી ને કામનો વખત વહી જતો એટલે એને ઘરવાળાંનો તીરસ્કાર પણ સહન કરવો પડતો. બપોર ટાંકણે એને ઘણે

ઘેર કામ કરી પરવારવાનું રહેતું તો પણ ગમે ત્યારે વચ્ચેથી ગોથું મારીને રોજ એ મુક્તિનું માથું હોળી ચોટલો ગૂંથી આપતી અને એની પાનની દુકાને જ્યારે ઘરાકોની ભીડ નહોતી રહેતી ત્યારે પગના અંગૂઠામાં દોરો ભરાવી એ મુક્તિને માટે વેણી ગૂંથતી. એમાં ઘણી-વાર એ એટલી મશગૂલ થઇ જતી કે ઘરાક બૂમાબૂમ કરે ત્યારે એનો ધ્યાનભંગ થતો.

મુક્તિ ઉપર સ્નેહ કરવાનો એક પ્રકારનો વામાની માનો જુલમ પણ એને સહન કરવો પડતો. માથું હોળતી વખતે વામાની મા મુક્તિના વાળમાં એટલું બધું તેલ નાખી દેતી અને અંબોડો એટલો સખત તાણી બાંધતી કે મુક્તિ એથી અકળાઈ ઊઠતી. પણ એ બધું ય મુક્તિને એક પ્રકારનો આનંદ આપતું. અને એવા આનંદનો લોભ રોજ રોજ મુક્તિના દિલમાં પણ વધવા લાગ્યો.

સાંજનો વખત બહુ મઝેથી પસાર થતો. વામાની મા પરીની અનેક વાતો જાણે. મુક્તિ સાંજને સમે રોજ એની પાસે બેસીને એ વાતો સાંભળતી. સ્વપ્નનગરીની એ બધી વાતો સંધ્યાની ઘેરી ચાદર ઉપર એક નૂતન સૃષ્ટિ સરજી કાઢતી હતી. એ સૃષ્ટિનો ભય, ભાવના, આશા, પ્રેમ વગેરે મુક્તિના હૃદયને એક પછી એક ઝોલાં ખવરાવતાં હતાં. અનેક સંકટો પાર કરીને પાંખાળા ઘોડા ઉપર સવાર થયેલો તરુણ રાજકુમાર એની પ્રિયતમા રાજકુમારીને લઇને નાસી જતો હોય છે—પાંખાળા ઘોડાની પવનવેગી ગતિને લીધે ભયભીત થઈ જતી રાજકુમારી રાજપુત્રના ગળા ફરતે હાથ વીંટી એને બાઝી પડે છે–એ બધી વાતો જ્યારે મુક્તિ સાંભળતી ત્યારે એમાં એનું મન એવી ડૂબકીઓ ખાતું કે એને એમ થઇ આવતું કે પોતે જ તે રાજકુમારી હતી. એની કલ્પનાના રાજકુમારને આલિંગન કરવા જતી એની છાતી ધડધડ થતી હતી. અને જ્યારે રાજકુમારી રાજકુમારના વિરહદુ:ખથી વનેવનમાં રોતી કકળતી

રવડતી રઝળતી હોય છે તે વખતે તે રાજકુમારીનું રૂદન મુક્તિના હૈયામાંથી ઊઠતું હોય એમ એને થતું હતું. એ પછી છેવટે, મિલનને દિવસે રાજકુમાર રથમાં બેસીને રાજકુમારી પાસે જઇને 'રાજકુમારી આવો' એમ બોલતો ત્યારે મુક્તિનું હૈયું તે રાજકુમારના રથમાં દોડીને બેસી જતું હતું. મુક્તિ એકલી પડતી ત્યારે એ બધી સાંભળેલી વાત ફરી એ વાગોળીને તાજી કરી મનમાં એના આનંદના ઝણકારા અનુભવ્યા કરતી—એનું નૂતનપણું જાણે કદિ ઓછું જ થતું નહોતું.

એ રીતે સુખદુઃખે મુક્તિના દિવસો જતા હતા, પણ એવામાં એવી ઘટના બની કે બધું ઊલટપાલટ થઇ ગયું. ગામનો જોગી જોગટો એ ન્યાય નકલચાંદ બાવાજીને પણ લાગુ પડવા વિના રહ્યો નહિ. જોગીના જોગટા થયા એટલે ખૂબ આપદા પડવા લાગી. રોજ એમની આમદાની ઘટવા લાગી. છેવટે, એવું બન્યું કે જે ભકતો ભાણા જમીને કૃતાર્થ થવા આવતા હતા તેમને ગાંજાના પણ સાંસાં પડવા લાગ્યાં. હવે એમનાં ચિત્ત પૂર્વવત્ સ્થિર થતાં નહોતાં. ભજન ભોજનમાં પણ પંચાત પડવા લાગી. આથી ભકતો બીજા બાવાજીની શોધમાં એક પછી એક એમ રસ્તે પડવા લાગ્યા. નવા ચેલા પણ મુંડાતા નહોતા, જૂના હતા તે યે આમ ઓસરી જવા લાગ્યા.

પણ મુક્તિનો ધણી બાવાજીને છેવટ સુધી વળગી રહ્યો—એણે બાવાજીના ચરણ છોડયા નહિ. મન સ્થિર કરવાની ગૂટિકા અટકી પડતાં એનું ચિત્ત પણ ભમવા લાગ્યું હતું તો ય બાવાજીને છોડી જવાની ઇચ્છા ન થઈ. આ ભવની તો વિસાત શી ? પરભવ માટે તો આટલી ઘાલાવેલી હતી ! એટલે એ પરભવ પ્રત્યે એને આટલું બધું આકર્ષણ હતું. એ વિચાર કરતો, 'બાવાજીની કૃપાથી સ્વર્ગનો અર્ધોએક રસ્તો તો કપાઇ ગયો છે હવે શેષ પંથ સુધી પહોંચવું જ પડશે. બાવાજીને નહિ છોડાય.'

બાવાજીને પણ એ ન હોત તો નહિં ચાલત. એ બજારમાંથી દાળઆટો લાવી આપે, ધૂણી ધખાવી આપે, કંઇ કામકાજ કરે અને સવારસાંજ પગચંપી ગે કરે. આથી એ ચેલો છટકી જવા ન પામે એ તરફ બાવાજી ખૂબ સાવધાન રહેતા. આવા એ ચેલાનો ખભો થાબડીને બાવાજીએ એક દિવસ કહ્યું, ' મે જોયું કે તારા અંતરમાં સાચી માટી છે. ઢોંગીઓ બધા ભાગી ગયા છે. ચાલ, હું તારો ઉપાય કરી દઉં.'

મુકિતનો ધણી ગુરુના આ શબ્દોથી બિલકુલ ગદ્ગદ્ થઇ ગયો. તે અગાઉથી જ જાણતો હતો; મહાપુરુષો કઠોર પરીક્ષાને અંતે સ્વર્ગે પહોંચવાના પ્રચ્છન્ન ગુપ્ત રસ્તાની ભાળ આપતા હોય છે. એટલા વાસ્તે તો તે આ રીતે આટલા દિવસ નકલચાંદ બાવાજીના ચરણ પકડીને બેઠો રહ્યો હતો ! હવે એ કઠોર પરીક્ષા પાર કર્યાનું અભિમાન એના મનમાં જાગ્યું. એના આનંદમાં તે લાંબો સટ થઈને ભોંયે પડી બાવાજીના ચરણ પકડી રહ્યો.

એ પછી એક દિવસ સમસ્ત શરીરને ભસ્મથી ભૂખરું બનાવી દઈ ગુરુદેવનો દોરીલોટો પકડી ગુરુની પાછળ પાછળ કલકત્તા છોડીને ચાલ્યો ગયો. મુકિતનો ખ્યાલ એના મનમાં અચાનક આવી ગયો ખરો, પણ તે એના ધર્મપંથની અવરોધક હતી—મુકિતલાભનો અંતરાય હતી. એટલા માટે એના ખ્યાલને મગજમાંથી ધોઈ નાખવા માટે ગાંજો સળગાવી દમ મારવા બેસી ગયો. પોતાના જવાના સમાચાર એને આપવા જતાં વળી કોઈ જાળમાં ફસાઈ પડાશે એ બીકે એ ખબર કહેવા ગે ન ગયો. કોઇ માણસ મારફત સમાચાર મોકલી આપ્યા.

વામાની મા એટલું જ જાણતી હતી કે મુકિતને ધણી હતો. એની સાથે એને કોઈ પરિચય થયો નહોતો. તે જ્યારે મુકિત પાસે જતી ત્યારે એનો ધણી બહાર હોય અને અકસ્માત કયારેક ભેગો થઈ જતો

તો પોતાની બાજુમાં થઈને એ પસાર થઇ જતો. આથી મુકિતનો ધણી નાસી ગયાનો સંદેહ પણ વામાની માના મનમાં પેદા થઇ શકયો નહિ.

મુકિતએ પણ એને કશું કીધુંકર્યું નહિ. કહેવાકરવાની કોઈ તાકીદે નહોતી. એનું મન એટલું પોચું હતું કે બધા પ્રકારની અવસ્થા નિઃશબ્દે સહી લેવાનો એને સ્વભાવ પડી ગયો હતો. કોઈ પણ દુઃખ એની સન્મુખ આવીને ખડું થતું ત્યારે તે દિઙ્મુઢ જેવી થઇને જોઇ રહેતી. દુઃખ સમસ્તને પોતાના વક્ષસ્તલમાં દબાવી દઇ તે કાષ્ઠ-પાષાણમયી થઈ રહેતી.

ધણીનો એક પ્રકારનો જીવનમાં સાથ કે સથવારો હોય છે એવો અનુભવ કરવાનો લહાવો મુકિતને કદી મળ્યો નહોતો. એટલે ધણી એને છોડીને જતો રહ્યાની ખબર એને મળી ત્યારે એણે પોતાને બિલકુલ નિરાધાર હોવાનો અનુભવ કર્યો એવું ન બન્યું. વામાની મા સાથે એના જે પ્રકારે દિવસો જતા હતા એ રીતે એ પછી પણ પસાર થવા લાગ્યા.

પણ બીજી એક બાજુએ એની અસર જણાવા લાગી. ધણી ચાલ્યો ગયાના બારેક દિવસ પછી બજાર કરવા જવા માટે વામાની માએ મુકિત પાસે પૈસા માગતાં એણે જવાબ આપ્યો, ' બજાર કરવાની જરૂર નથી. '

વામાની મા જવાબ સાંભળીને અવાક્ બની મુકિત તરફ ટગર ટગર જોઈ જ રહી.

મુકિત બીજું કંઇ બોલી નહિ. એને કહેવાની વાતનો છેડો જાણે અહિં જ આવી ગયો. પૈસા નથી એટલે બજાર થશે નહિ.

વામાની મા પરંતુ આ વાતને ઊડાવી દઇ શકી નહિ. એણે એક પછી એક સવાલ પૂછીને અસલ વાત જાણી લીધી.

વાસાની માને આઘાત થયો. એક ગૃહસ્થ પોતાની સ્ત્રીને આ રીતે તરછોડીને શી રીતે નાસી જઈ શકે ? એટલે તે મુક્તિને વારંવાર પ્રશ્નો પૂછવા લાગી, 'કહે ને ! કંઇ ટંટોઝઘડો થયો હતો ?'

મુક્તિ ગમે તેટલું 'ના' કહે તો પણ વામાની મા એ વાતને કાને ધરી શકી નહિ. એ તો એમ ઈચ્છતી હતી કે પોતાના સંવાલનો મુક્તિ 'હા' કહીને જવાબ આપે. ત્યાં સુધી એ નિશ્ચિંત થઇ શકે એમ નહોતી.

એ પછી દિવસો પછી દિવસો પસાર થવા લાગ્યા અને વામાની માને અંદરથી ખાતરી થઇ કે ઝઘડો કરીને માણસ આટલા બધા દિવસ ઘર છોડીને રહી શકે નહિ ત્યારે એ દીર્ઘ નિશ્વાસ નાખીને ચૂપ બેસી રહી. એને પોતાના જીવનનો પ્રસંગ યાદ આવ્યો. પોતાની દીકરી વામાને તે છાતી સરસી લઇને રસ્તા ઉપર નિઃસહાય એકલી ફેંકાઈ ગઇ હતી એ વાત એને યાદ આવી. એ કેવી ભીષણ નિરાધારતા હતી ! જાણે કોઇ બાજુ કિનારો દેખાતો નહોતો. આજે મુક્તિની પણ એવી જ દશા હતી. એ ખ્યાલથી એનું અંતર કંપી ઊઠયું. એક ખોટી શંકાથી એના ધણીએ એને છોડી દીધી હતી તે વખતે એને ધણી ઉપર ગુસ્સો નહોતો ચડયો. ગમે તેવો પણ પોતાનો ધણી ને ! એ વખતે એણે પોતાના ધણીને ધિક્કાર્યો નહોતો; પોતાને જ એણે ધિક્કારી હતી. પરંતુ આજે મુક્તિની અવસ્થા જોઇને એ ધરતીના બધા ધણી ઉપર હાડોહાડ સળગી ઊઠી.

લગન થયા પછી મુક્તિની એના પિયેરથી કોઈએ ભાળ ખબર લીધી નહોતી. મુક્તિની સાવકી મા પોતાનો ગૃહસંસાર સારી પેઠે જમાવી બેઠી હતી. પોતાના છૈયાંછોરાંથી એણે એનો સંસાર એટલો સભર ભરી દીધો હતો કે મુક્તિને માટે ત્યાં અણું માત્ર સ્થાન રહ્યું નહોતું. એ ઉપરાંત ગરીબનું ઘર. જેને બહાર કાઢી મૂકવામાં આવ્યું હોય તેને બોલાવીને પોતાના રોટલામાં ભાગ પાડવા દેવાની ઉદારતા

સાધુઓમાં પણ દુર્લભ હોય છે તો મુક્તિની સાવકી મા તો કોણ બિચારી?

બાપના ઘર તરફ મુક્તિને કોઈ ખેંચાણ નહોતું. ત્યાં એનું પોતાનું કહી શકાય એવું કોઇ નહોતું. એટલે વામાની માએ પિયેર જવાની વાત મુક્તિને કરી ત્યારે એણે જવાબ આપ્યો, "ત્યાં મારું કોઈ નથી, વામાની મા?"

મુક્તિ પાસે સંઘરેલો પાઇ પૈસો પણ નહોતો. ઘરેણાં પણ નહોતાં. સૌભાગ્યસૂચક પિત્તળની બે ચૂડી હાથમાં હતી. વામાની માની જે આવક હતી એવામાં એનું પેટિયું માંડ નીકળતું. એટલે એની એકની આવક ઉપર બે જણનું નભે એમ નહોતું. વામાની મા મનમાં મનમાં બોલતી, "મેં તો અનેક ઉપવાસ કર્યા છે. ઉપવાસ મને સદી ગયા છે." એ પોતે વચ્ચે વચ્ચે ઉપવાસ કરવા લાગી. મુક્તિ ખાવાનું પૂછતી ત્યારે એ કહેતી, "આજે બહેન મારે ઉપ-વાસ છે." એ પછી મુક્તિએ જ્યારે જાણ્યુ કે પંચાંગમાં જ્યારે વારતહેવારનો દિવસ નહોતો ત્યારે પણ વામાની મા ઉપવાસી રહેતી હતી ત્યારે તે ખૂબ વીમાસણમાં પડી ગઇ. એ કહેવા લાગી, "તું જ્યારે આ રીતે ઉપવાસ કરે છે તો હું પણ તારી સાથે ઉપવાસ કરીશ."

વામાની મા એકદમ જીભ કરડી ગઈ, "ઓ મા! એવું તે થાય! તું સધવા સ્ત્રી છે. મારે તો ઉપવાસ કરવાની જરૂર હોય છે. એનાથી શરીર સારું રહે. ઘરડું માણસ. વધારે ખાવા જઇએ તો રોગ પેદા થાય."

વામાની માનું અન્નપાણી ખાવું પડે છે એ જોઈને મુક્તિ પોતાના ભાગ્યને ધિક્કારવા લાગી એટલે એણે કહ્યું કે મુક્તિને એ જે કંઇ આપતી હતી તે ઊછીનું જ આપતી હતી—જમાઇ જ્યારે પાછો આવશે ત્યારે બ્યાજ સાથે બધુંએ પાછું લેશે.

પરંતુ એમની અવસ્થા બગડતી ચાલી. માત્ર પેટ ભરણાની જોગવાઇ કરવાની હોય તો તો માણસ ગમે તે રીતે એટલું મેળવી લે. પણ એકલું પેટ કંઈ થોડું ભરવાનું હોય છે ? પહેરવાનાં કપડાં વગેરેને મુક્તિ સીવીસાંધીને પોતાની લાજઆબરુ ઢાંકતી. પણ છેવટે એ પણ પહેરવા જેવાં ન રહ્યાં. ઘરના ભાડાવાળો તગાદો કરતો હતો. મોદી આવીને આગલા લેણાની વસૂલાત માટે કંઈ કંઈ સંભળાવી જતો હતો. સંચાનું પાણી અપવિત્ર માનતો હોવાને કારણે મુક્તિનો ધણી એક માણસ પાસે ગંગાજળ મંગાવતો હતો. તે એક દિવસ માગણા પેટે ઘરમાંથી ત્રાંબાનો ઘડો ખેંચી ગયો. એ રીતે ચારે બાજુથી એને સંતાપ થવા લાગ્યો. નિરુપાય, નિઃસહાય ગણીને કોઈ એના પ્રત્યે રહેમ બતાવતું નહોતું.

છેવટે બીજો કોઈ રસ્તો રહ્યો નહિ ત્યારે વામાની માએ એને એક દિવસ કહ્યું, “ એક કામ કરીશ મા ? મારી સાથે પાન વેચવા આવીશ ? ”

સવારે ઑફિસના ટાઈમે વામાની માની પાનની દુકાને ખૂબ ભીડ જામતી. તે એકલી બધાને પાન બનાવી આપી શકતી નહોતી. ઉતાવળનો વખત. બાબુ લોકો બે ઘડી ઊભા રહીને પાન લે એવું બનતું નહિ. એટલે ઘણા પાન ખાનારા ચાલ્યા જતા. એટલે વામાની માના મનમાં થયું કે એ વખતે મુક્તિ આવીને એને મદદ કરે તો ઘણું સરળ થઇ જાય.

ડૂબતો માણસ તણખલું પણ પકડે. પાન વેચવાની વાત મુક્તિએ એવી અવસ્થામાં સ્વીકારી.

મોટા રસ્તાની ધાર ઉપર એક મોટા ઘરને નાનકડો વરંડો હતો. એના એક ખૂણામાં વામાની માની પાનની દુકાન હતી. દુકાનમાં કંઇ ભારે સરંજામ નહોતો. વામાની માની પડખે એક

જગા બનાવી મુક્તિ ત્યાં પાન વેચવા બેઠી. ફાટ્યાં તૂટ્યાં ને મેલાં ઘેલાં કપડાં પહેરી કપાળ સુધી ઘૂમટો તાણેલી મુક્તિપાન વેચવા લાગી.

રાજપથની વિશાળતામાં પોતે જાણે એક બિંદુ હોય એ રીતે સંકોચાઈને મુક્તિ બેસતી. પરંતુ તો પણ એ પાન વેચવા બેઠી એટલે અડખે પડખે ચાંચલ્યનું એક આંદોલન જાગ્યું. અનેકની ઉત્સુક આંખો એના ઉપર પડવા લાગી. ઑફિસના બાબુઓ એની દુકાન આગળ એવી ભીડ કરવા લાગ્યા કે એ ભીડને જોવા વાસ્તે બીજા લોકોની ભીડ વધવા લાગી. મુક્તિના હાથનું પાન ખાવા માટે હુંસાતુંસી થવા લાગી. પાન લીધા વગર કોઈ ખસતું નહિ. અને પોતાને પાન મળી ગયા પછી પોતાના સાથીદારને પાન મળે ત્યાં સુધી લોકો ઊભા રહેતા. એવું યે બનતું કે સાથીદારની રાહ જોવામાં પોતાનું પાન ખલાસ થઇ જતું એટલે બીજું પાન લેવાનું થતું. એમ કરવામાં સમય અને નાણાનો અપવ્યય થતો એની દરકાર બાબુ લોકોને નહોતી.

લોકોની આટલી બધી ભીડને લીધે મુક્તિને ઘણો ક્ષોભ થતો પણ એ સમજી શકી નહિ કે એ ભીડનું કારણ પોતે હતી. એ તો માનતી કે રોજ એવું જ થતું હશે.

દુકાન આગળ ઊભા રહીને ઘરાકો ઘણો શોર મચાવતા. મુક્તિના કાને એમની વાતચીત પડતી.

ભીડ ખતમ થઈ ગઇ એટલે મુક્તિ અલસભાવે રસ્તા તરફ જોતી બેસી રહી કોઈ માણસ જતો હોય એના ઉપર એ પોતાની નજર ઠેરવતી ને એ દેખાતો બંધ થાય ત્યાં સુધી એની ચાલ સાથે પોતાની નજર દોડાવતી. એ અદૃશ્ય થાય એટલે બીજા ઉપર નજર ચોંટાડે. એ રીતે એ એક પછી એક માણસોની હાર જોવા લાગી. રાત્રે ઊંઘમાં એની નજર સામે માણસોની કતારો દેખાવા લાગી.

રસ્તે જતા લોક એના તરફ ચાહી ચાહીને જોયા કરતા હતા એ વસ્તુ થોડા વખતમાં જ મુક્તિને સમજાઇ ગઇ. એક દિવસે કોઈ

એક માણુસની સતૃષ્ણ દૃષ્ટિ મારફત એના મનમાં એ ખ્યાલ જાગ્રત થયો ત્યારે એને લાગ્યું કે એના ઉપર પડતી માણુસોની દૃષ્ટિને કોઇ અંત નહોતો. એ સ્તબ્ધ બની ગઈ.

જે માણુસ મારફત એને આ ભાન થયું તે માણુસ એના સ્મરણ પટ ઉપર કાતરાઈ રહ્યો.

એની સાથે મુકિતની પહેલી નજર મળી તે સમો બપોરનો હતો. રસ્તા ઉપર અવરજવરની ધાંધળ ઓછી થઇ ગઇ હતી. મુકિતના મનમાં પણ એક પ્રકારનો અલસભાવ ધુમ્મસની માફક છવાઈ ગયો હતો. એ બેસીને ધીમે ધીમે પાન ગોઠવતી હતી. એકાએક બહાર નજર પડતાં એણે જોયું કે સામા ફૂટપાથ ઉપરથી કોઇની અનિમેષ દૃષ્ટિ એના મુખ ઉપર ચોંટી ગઇ હતી. શરમિંદી પડીને મુકિતએ પોતાની આંખ ઢાળી દીધી. થોડીવાર પછી અન્યમનસ્કભાવે મુકિતએ ફરી પાછી બહાર નજર ફેંકી ત્યારે એણે જોયું કે પેલી નજર હજી પણ અનન્યભાવે એના પોતા તરફ ટીકી રહી હતી. એના મનમાં થવા લાગ્યું કે એ જ નજર કેટલે દૂરથી, કેટલા દિવસોને અંતે એની શોધમાં પંથપર્યટન કરીને આજે એના હૃદયને તીરે આવી પહોંચી હતી.

ઓફિસના બાબુઓ જ્યારે ભીડ જમાવતા ત્યારે નજર ઊંચી કરવાનો મોકો મુકિતે નહોતો મળતો. ઉપર ઉપર એની નજર પડતી ત્યાં માણસોનો સમૂહ નજરે પડતો. નોખો પડીને કોઈ માણુસ ખ્યાલમાં આવતો નહિ. પણ બપોરની શાંત પળોમાં જ્યારે પેલી નજર એના ઉપર ચોંટતી ત્યારે સકળ વિશ્વની એ એક માત્ર નજર હતી એમ એને લાગતું. રસ્તા ઉપર તે એટલા માણસો જોતી કે કોઈને યાદ રાખવાનું બનતું નહિ. પરંતુ પેલો એક માણુસ સકળ જનસમૂહથી નોખો પડીને બપોરી વખતે એકલો આવીને ઊભો રહેતો એને એ શી રીતે ભૂલી શકવાની હતી ? બીજા બધાને હડસેલી

દઈને તે મુક્તિના નિર્જન મનની ઉપર દિનપ્રતિદિન પોતાની છાયા પ્રસારવા લાગ્યો.

મુક્તિના અન્નપાણી ને લૂગડાંલત્તાંની વ્યવસ્થા થવા લાગી એટલે વામાની મા ખૂબ રાજી થઇ. પણ મુક્તિને જોઈને મનમાં મનમાં એ બોલતી, " આ રીતે કંઈ છોકરી ઘરભાંગી થઇ રહેશે ?" કોઈ કોઈ વાર એને મનમાં ભારે ઉદ્વેગ થતો. એને થતું કદાચ એના કરમે જ છોકરીની આ દશા થઈ હતી. હતભાગી પોતે જ્યાં જ્યાં ગઈ અને જેને આશ્રય આપ્યો એ બધા ભાંગી પરવાર્યાં હતાં ! મુક્તિનો ખ્યાલ કરતાં એની આંખ ભરાઇ જતી.

વામાની મા શાંત બેસી શકી નહિ. એ છાનીમાની મુક્તિના ધણીની શોધ કરાવવા લાગી. નકલચાંદ બાવાજીના જે પુરાણા શિષ્યો હતા તેમને ત્યાં જઈને અનેકવાર નાસીપાસ થયા પછી એક વાર એણે બાવાજીનો પત્તો મેળવ્યો. એ પછી સહેજસાજ લખી વાંચી જાણતા એક માણસની ખૂબ કાકલૂદીને અંતે એક કાગળ લખાવીને બાવાજીને ઠેકાણે રવાના કર્યો, હવે તે જવાબની રાહ જોતી હતી.

મુક્તિનો મનનો માણસ મનમાં જ રહી ગયો. તે પોતાની કને આવીને કોઇ દિવસ વાત કરશે એવી કલ્પના પણ મુક્તિ કરી શકી નહિ.

એક દિવસ વામાની મા બજારમાં પાન ખરીદવા કે કોણ જાણે શું કરવા ગઇ હતી. મુક્તિ એકલી બેઠી હતી. પેલો એકાએક આવીને બોલ્યો, " મુક્તિ ચાલ ! "

ડોકું ઊંચું કરી મુક્તિએ સામે જોયું.

એના મનમાં પડઘો પડ્યો, " મુક્તિ ચાલ. " એ અવાજ જાણે એણે સ્વપ્નમાં સાંભળ્યો હતો. એનો અવાજ સહજ સરળ પરિચિત અવાજના જેવો અવાજ હતો. સ્વપ્નમાં માણસ કેવો

અસહાય થઇ પડે છે!—સ્વપ્ન ઘટનાનો પ્રવાહ માણસને કોણ જાણે ક્યાં તાણી જતો હોય છે એનો હિસાબ રહેતો નથી. જાગૃતાવસ્થામાં મુક્તિની દશા જાણે એવી થઈ પડી. ક્યાં જવું પડશે—શું કામ જવું પડશે—આ બધા પ્રશ્નના સંશયે એના મન ઉપર કશી અસર પહોંચાડી નહિ. એના કાન ઉપર તો માત્ર તે આહ્‌વાહનનો ધ્વનિ અથડાયો. એ ધ્વનિનો નશો એના મનના ઊંડાણમાં જઈ પહોંચ્યો. એના મનમાં થવા લાગ્યું કે એ ધ્વનિ, વામાની માને મોંએ સાંભળેલી પરીકથામાં આવતા રાજકુમારના કંઠના ધ્વનિ જેવો હતો. 'રાજકુમારી, ચાલો!' અનેક દિવસોના વિરહને અંતે, અનેક દુઃખોને અંતે, રાજપુત્રે તો આવીને અભાગિની રાજકન્યાને બોલાવી લીધી હતી! મુક્તિના મનઃ ચક્ષુ સમક્ષ ઝળાંઝળાં કરતો તે રાજપુત્ર અને તેનો રથ પુષ્પની કળીની માફક ફૂટી નીકળ્યા. એનું ધબકતું હૃદય તે રાજપુત્રના રથમાં જઈને બેસી ગયું. મુક્તિ દુકાન છોડીને બહાર નીકળી આવી.

એ પછી નમતે પો'રે રાજપથની એક ધારે એકલી ઊભી ઊભી તે ચારે તરફ આકૂળ નેત્રે જોઇ રહી હતી તે વખતે એનો રાજપુત્ર કે એનો રથ ક્યાંયે નહોતા. એની દૃષ્ટિ સન્મુખ સૂર્યનો પ્રકાશ ઝગારા મારતો હતો. રાજપુત્રનું રૂપ ધરીને કોઇ માયાવી રાક્ષસે એને ભુલાવામાં નાખી હતી. એનું આખું અંગ બળ્યું બળ્યું થઈ રહ્યું.

વામાની મા એકલી દુકાનમાં બેસીને કંઈ કંઈ વિચારે ચઢી ગઈ હતી. આજે એને મુક્તિના ધણીનો કાગળ મળ્યો હતો. એણે લખ્યું હતું, કે એને તીરથધરમ કરવાનું બહુ પરવડે એવું નહોતું રહ્યું. પણ હાથમાં નાણું નહોતું એટલે ભીખ માગીને વાટખરચી ભેગી કરતો હતો. ટિકિટ જોગાં નાણાં ભેગાં થશે એટલે ઘેર પાછો આવશે. વામાની મા ટિકિટના પૈસા કેટલા થતા હશે તે અને અહિંથી એ મોકલી શકાય કે નહિ તેનો વિચાર કરતી બેઠી હતી. એવામાં

મુક્તિ આવી પહોંચી. એના તરફ જોઇને ઉત્કંઠિત ભાવે વામાની માએ પૂછ્યું, " ક્યાં ગઈ'તી બેન ? "

મુક્તિ એની ટગરટગર થતી આંખમાંથી અંગારા વેરતી ગરજી ઊઠી, " જમને ઘેર ! "

વજ્રાઘાત થયો હોય એમ વામાની મા મુક્તિની આગ બળતી આંખો તરફ જોઇ રહી. મુક્તિના ધણીનો કાગળ એના હાથમાંથી પડી ગયો.

એ વખતે કોઇ પાન ખરીદનાર ઘરાકે મોટે સાદે ધાંટો પાડ્યો, " એક પૈસાનું પાન. "

મણિલાલ ગંગોપાધ્યાય.



૭

# સુલોચનાની કથા

સાંજ પડી ગઈ છે. કલકત્તાની સૂકિયા સ્ટ્રીટમાં થઇને જાઉં છું. દવાખાનું ખોલવામાં મોડું થઇ ગયું હોવાથી ઉતાવળે પગે જતો હતો. એવામાં એક રહેવાના મકાનના રવેશના થાંભલાના પડછાયાને છાંયે એક સ્ત્રીને જોઇને હું એકદમ ચમકી ઊભો રહી ગયો.

આ જાણે પેલી સુલોચનાની મા નહિ? જો કે મેં એને ઘણાં વરસો થયાં જોઇ નહોતી છતાં જાણે પહેલાં જેવી જ દેખાતી હતી. પણ એ શું સંભવિત હતું કે આટલાં લાંબાં વરસો પછી સુલોચનાની મા જીવતી હોય અને તે પણ પાછી આ કલકત્તા શહેરમાં જ!

સહેજ મોટે સાદે મેં એને બોલાવી—સાંભળો છો કે? સાંભળો છો કે? જે વૃદ્ધાએ મારી હાંક સાંભળીને મારા તરફ પીઠ ફેરવીને જોયું તેણે જાણે પોતાને જ કોઇ બૂમ મારતું હોય એમ સમજીને પાછું ફરી મારા તરફ જોયું ત્યારે આશ્ચર્યસહ મને ખાતરી થઈ કે

એ બાઇ—સુલોચનાની મા—નજીક આવી. પહેલાં તો તે મને ઓળખી શકી નહિ, પછી ઓળખાણુ આપી ત્યારે દાંત વિનાના મોં ઉપર હાસ્ય ફૂટી નીકળ્યું ને તે ' ઓ તું જદુ! આહા! કેટલા વખતે તને જોયો ? ' એવું કંઇ બોલી.

મારાં ચર્મચક્ષુ આગળથી છવીસ સત્તાવીસ વરસના પરદાની સ્વપ્નજાળ ખસી પડી. ગયા મહાયુદ્ધ પહેલાં કેટલાંક વરસ અગાઉનું કલકત્તા શહેર. ઘોડાની ટ્રામો હમણા જ બંધ થઇ હતી. તે જમાનાની રૂપવતી આધુનિક છોકરીઓમાં મારી નજરે જે સર્વશ્રેષ્ઠ લાગતી અને જેને એ પછી થોડા સમયમાં જ જીવનના જનસમુદ્રમાં ખોઇ નાખી હતી, તે કન્યાની આ મા હતી.

તે જમાનાની છોકરીઓની વાળ બાંધવાની અને કપડાં પહેરવાની ઢબછબ હાલના જમાનાથી જુદી હતી. પણ જે ખરેખાત સુંદરરૂપી હોય છે તેના શરીર પર ચાહ્ય તેવાં વસ્ત્રો, ચાહ્ય તેવી પહેરવેશની ઢબ કે ચાહ્ય તેવી ટાપટીપ શોભી ઊઠે છે. અને સુલોચના ધરાર સુંદર કન્યા હતી. એનો દીર્ઘ, કોમળ, ચંપાવર્ણો સહેજ પીળચટ્ટો યૌવનદીપ્ત દેહ, લીંબુની ફાડ જેવી કાળી ભમર આંખો, લાંબા કાળા વાળની લટો, સૌષ્ઠવભર્યા હાથ અને મુખ, કલકત્તાની શેરીઓમાં ભમતાં ભમતાં, કે બાગ બગીચાઓમાં એકલો ફરતાં કેટલી યે વાર મેં કલ્પનાની આંખોએ નિહાળેલાં ! પ્રથમ યૌવનના નશામાં કેટલી યે મેઘલી રાતે પહેલી ઊંઘ ઊડી ગયા પછી જેની મુખચ્છબી મનમાં મનમાં મૂર્તિમંત થતી તે સુલોચનાની વતનમાં પાછો ફર્યા પછી આજ કેટલાં યે વરસોથી કોઇ ખબરઅંતર મળી નહોતી. ધીરે ધીરે તે વિસ્મૃતિના અંધારામાં અલોપ થઇ ગઇ હતી. ખબર નહિ પડી આજે પુરાણા યુગની એ છોકરી ૧૯૩૦ ના કલકત્તામાં ક્યાંથી પાછી આવી તેની.

એ એક પ્રેમકથા છે. જો કે એ પ્રેમકથાનો નાયક હું નથી. માંડીને જ વાત કહેવી ઠીક છે. દરેક યુગમાં છોકરીઓ જે રીતે પ્રેમ કરતી, પ્રેમ કરીને દુઃખી થતી, મૂંગે મોઢે સહન કરતી, અબોધની પેઠે કણુકણુ કરીને ચિંતાથી પોતાના દેહને જલાવી દેતી—આટલું રૂપસૌંદર્ય હોવા છતાં સુલોચના, છોકરીઓની એ પરંપરાગત કમનસીબીમાંથી છટકી શકી નહોતી એ હું જાણતો હતો.

જવા દઉં એ બધી વાત. ચાલુ વાત જ કહું.

સુલોચનાની મા ખૂબ વૃદ્ધ થઈ ગઈ હતી એ એને જોઈ ને જ હું સમજી ગયો હતો. પણ સુલોચનાની મા ભીખ કેમ માગતી હતી? સુલોચના ક્યાં? કારણ કે એની મા તો ખરેખર ભીખ માગતી જણાઈ. થાંભલાની બાજુમાં બેસીને રસ્તે આવતા માણસો પાસે તે પાઇ પૈસો માગતી હતી એ મેં નજરે જોયું હતું. પૂર્વપરિચિત હોવાનું સમજી લેવાથી વૃદ્ધા મારી પાસેથી ભીખ માગતાં સંકોચાયેલી. એનો સંકોચભાવ દૂર કરવા માટે મેં કહ્યું, 'અહિં આટલામાં જ ક્યાંક તમારું મકાન લાગે છે નહિ? બજારમાં વસ્તુ ખરીદ કરવા નીકળ્યાં હતાં? તબિયત બરાબર છે ને?'

'સારી ને ખરાબ બાબા! તારી તો સારી છે ને?'

એનો જવાબ સારો લાગ્યો નહિ એટલે જે વાત મારા મોંમા તળે ઉપર થતી હતી તે પૂછી નાખી. વિચાર કરતાં લાગ્યું કે હમણાં સુલોચનાની ઉંમર ચાલીસ બેતાલીશ જેટલી થઈ હોવી જોઈએ. એટલે એની વાત કાઢવામાં દોષ શો? તે હવે કોઇની લજ્જાળુ પ્રણયિની તો નહિ જ રહી હોય.

તમારી દીકરી ક્યાં?

'તે જ તો કહું છું તને બાબા? તે શું કંઈ હવે જીવતી છે? તે હોય તો મારે આજે......વૃદ્ધા રડી પડી.

હું આ જવાબ સાંભળવા માટે બિલકુલ તૈયાર નહોતો. મૂઢની માફક બોલી ઊઠયો, હાય!

બંને થોડીવાર ચૂપચાપ ઊભાં રહ્યાં. પછી હું જ બોલ્યો, 'હાલમાં કયાં રહો છો?'

'રસ્તા ઉપર—સરકારનો રસ્તો.'

હું બધું સમજી ગયો. વાત સાંભળીને ઘણું દુ:ખ થયું. દુ:ખ થયું પણ વૃદ્ધા તરફની મમતાને કારણે નહિ. વૃદ્ધાને થોડા પૈસા આપીને વિદાય કરવાના વિચારે હતો ત્યાં તે જ બોલી ઊઠી: "તમારો ભેટો થયો એ બહુ સારું થયું ભાઇ. મારે માથે બધું ઓરાડી દઇને હતભાગી તો જતી રહી. એનો તો છૂટકારો થયો. પણ એના બે છોકરા—એક વરસ સોળનો ને બીજો ચૌદનો—એ બંનેનો ઉપાડો લેવામાં આ ઉંમરે મારી શી દુર્દશા થઇ હશે એ તો જરા વિચારી જુઓ. એક ઓરડી રાખીને રહું છું—હમણાં જ ભાડું ન આપી શકવાને લીધે સોમવારે ઓરડીમાંથી હાંકી કાઢવાનું કહે છે. એટલે જ કહું છું કે રોડ વગર બીજે કયાં જવાની છું?"

"સુલોચના કયારે મરી ગઇ?"

"ચૌદ વરસ થયાં. ખોળામાં છોકરો બે મહિનાનો હતો ત્યારથી એને ઊછેર્યો છે."

એકાએક મને એક વાત યાદ આવી ગઇ. સુલોચનાને હું ઠીક ઓળખતો હતો પણ એના ઘર કુટુંબની વાત મારે માટે એક રહસ્યવૃત્તાંત જેવી હતી. કેટલુંક સમજતો, કેટલુંક વળી સમજી શકતો નહોતો. એનું એક કારણ એ પણ હતું કે મારી ઉંમર તે વખતે ઓછી હતી. રૂપમતી સુલોચના મારી નજરે નારીત્વના ગહન રહસ્યના પ્રતીક સમાન લાંબા કાળથી રહી છે. એ રહસ્ય સ્ફોટ થવાનો

આ સુયોગ હતો. એની મા પાસેથી મારે મન અજાણી રહેલી એની રહસ્યકથા સાંભળવાની મારા મનમાં ભારે આતુરતા પેદા થઈ.

વૃદ્ધાને મેં કહ્યું; "તમે કાલે સાંજે પાંચ વાગે શ્રદ્ધાનંદ પાર્કમાં મારી રાહ જોતાં ઊભાં રહેજો. હું ત્યાં આવીશ. ઘરભાડાની સવડ પણ કરતો આવીશ."

વૃદ્ધાએ મારો કેડો છોડયો નહિ. એની ઓરડી જોવા મારે જવું પડ્યું. ઓરડી જોઈને મનમાં થયું કે એવા રહેઠાણુમાં માણુસ નહિ રહી શકે. ગાય બળદ રહે તો ય એમને અડચણુ પડે. બેઠા ઘાટના મકાનમાં ભોંય તળીએ અંધારા કૂવા જેવું ખોરડું. પેસવા નીકળવા માટે એક જ બારણું. બીજી બારી કે બારણું કશું જ નહિ. આ ભાદ્ર માસની ભેજવાળી સખત ગરમીમાં એ ઘરમાં રહેનારને શું થતું હશે!

સુલોચનાના છોકરાઓ થોડી વાર પછી આવ્યા. બંને છોકરા ખૂબ સુંદર હતા. સુલોચનાનાં મોં આંખ ભૂલાઇ ગયાં હતાં. આમને– ખાસ કરીને નાંના છોકરાને–જોઇને સુલોચનાની રમ્ય સુંદર મૂર્તિ સ્પષ્ટ સ્વરુપે મારા મન સમક્ષ ખડી થઇ. તપાસ કરતાં ખબર પડી કે એક, રામલીલાવાળાઓની ટોળીમાં કૃષ્ણનો પાઠ લેતો હતો ને બીજો ગાવા બજાવવાનું કરતો.

હાય અભાગી સુલોચના.........

તે જમાનાની શોખીન યુવતી, તે જમાનાની સ્માર્ટ અને અતિ આધુનિક છોકરી સુલોચનાની મા અને છોકરીનું આ ઘર કેવું હતું! એમાનો સરસામાન કેવો હતો! તૂટેલી કાથાની દોરડીવાળી પથારી, બે ત્રણ સાદડી અને કલાઇ ઊતરી ગયેલ એક ભાંગેલ લોટો, બે ત્રણ માટીનાં હાલ્લાં અને દોરી ઉપર ફાટલાતૂટલાં બેત્રણ લૂગડાં! એક ભાંગેલી પાટ હતી એના ઉપર બંને છોકરા સૂઇ રહેતા અને

વૃદ્ધા સૂતી એક જૂની ચારપાઈ ઉપર. આવા ઘરમાં યે એને કોણ રહેવા દે એમ હતું? એમાંથી યે કહે છે કે ઘરવાળો એમને હાંકી કાઢવા માગતો હતો.

આ દર્દકથા આગળ લંબાવું એના કરતાં સુલોચના કોણ હતી અને મારે એની સાથે કઈ જાતનો પરિચય હતો તે વાત જ કહું.

૨

૧૯૦૬ ની સાલમાં વતનની શાળામાંથી ઍન્ટ્રન્સની પરીક્ષા પસાર કરીને હું કલકત્તા કૉલેજમાં દાખલ થવા આવ્યો. બસુ ચૅટર્જી સ્ટ્રીટમાં અમારા ગામના વતની મારા મિત્રના પિતા કુટુંબ સાથે રહેતા હતા એમને ત્યાં હું રહેવા લાગ્યો. મારા મિત્રના મોટા ભાઈ બી. એ. માં હતા એમની મુલાકાતે પ્રકાશચંદ્ર બસુ નામના એમના એક મિત્ર અમારે ત્યાં વારંવાર આવતા જતા હતા. એ પ્રકાશબાબુ બહુ અદ્‌ભુત તરેહના માણસ હતા. બંગભંગની હિલચાલમાં એમણે માથાડૂબ ભાગ લીધેલો ત્યારે પોલિસના હાથનો ભારે માર ખાઈને એમને ઇસ્પીતાલમાં અને જેલમાં રહેવું પડેલું. એમણે સ્વહસ્તે કોઇના ઉપર બોંબ ફેંકયાનું મેં સાંભળ્યું નહોતું. પણ અલિપુર બોંબકેસના મામલા દરમ્યાન પોલિસે થોડા દિવસ એમનો પીછો પકડ્યો હતો. શરીરે ખૂબ બલિષ્ઠ, દીર્ઘ ચહેરો, મોઢાના ભાવ ઉપર બુદ્ધિમત્તા અને મનનશીલતાની રેખા ખૂબ સ્પષ્ટ રીતે અંકાયેલી માલમ પડતી હતી. પ્રેસિડન્સી કૉલેજના બી. એ. ના વર્ગની શિષ્યવૃત્તિ જીતનાર સ્કૉલર હતા—અને તે પણ મહા મેધાવિ સ્કૉલર.

અમે લોકો પ્રકાશદાને ખૂબ માન આપતા. તેઓ ઘેર આવે એટલે ઘરની છોકરીઓ પણ ખુશખુશાલ થઇ જતી. પ્રકાશદા માટે ફલાણું ખાવાનું બનાવવાનું, પ્રકાશદા માટે બનાવવાની ચા ક્યાં, ખુરશી ઉપર બિછાવાનું ઓશીકું કયાં, વગેરેની ધમાલ મચી રહેતી.

મિની વળી પોતાનું ઊની કામ પ્રકાશદાને બતાવવા દોડે. પ્રકાશદાએ જાણે ઘર આખાને મંત્રમુગ્ધ કરી નાખ્યું હતું. પ્રકાશદાની વિરુદ્ધ ઘરમાં કોઈને હરફ ઉચ્ચારવાનો પણ અધિકાર નહોતો. ભુલેચૂકે કોઇ કંઇ બોલી પડે તો ઘર આખું એની સામે એકદમ મોરચો માંડે.

પ્રકાશદાની સાથે વચ્ચે વચ્ચે સતીશરાય નામનો કોઇ મિત્ર અમારે ત્યાં આવતો. મૅડિકલ કૉલેજનો ભણનારો. મોટી મોટી આંખો ને સ્યાલમ ચહેરો. એ બધા ભારે સ્ફૂર્તિબાજ ને રમૂજી લોક હતા. ઘરમાં આવતાં આવતાંમાં ઘર આખું હાસ્ય, ગાયન અને વાતચીતથી ગજાવી મૂકે. કોઈ કોઇ વાર વળી મારા મિત્રના મોટાભાઇના ઓરડાને અંદરથી બંધ કરીને ગંભીર મસલતો ચલાવે. તે વખતે બારીમાંથી ડોકિયું કરવાની પણ અમને મનાઇ હતી.

મારી કુતૂહળવૃત્તિ ન દબાવી શકવાથી એક દિવસ મેં શરદને પૂછ્યું; "ભાઈ, આ લોકો ઓરડામાં ભરાઈને શું ધુસપુસ ચલાવે છે?"

શરદે છાનામાના જવાબ આપ્યો. "કોઇને કહીશ નહિ ભાઈ, એ બધા અરાજકવાદી–એનાર્કીસ્ટો છે."

"તારા મોટા ભાઈ પણ?"

"હા, એ લોકોએ દાદાને એમના દળમાં દાખલ કર્યા છે."

સાંભળીને મને મનમાં કુતૂહળ અને ઉત્તેજનાની લાગણી થઈ આવી. એનાર્કીસ્ટની સાથે એક ઘરમાં વસવાટ કરું છું એનો ખ્યાલ આવતાં બીક પણ લાગવા માંડી.

એ ઘરમાં એક દિવસ પહેલી જ વાર મેં સુલોચનાની માને જોઇ. મારા ઓરડામાં બેસીને હું વાંચતો હતો. એવામાં કોઇ એક

પ્રૌઢાએ અંદર ડોકિયું કરીને પૂછ્યું: "પ્રકાશ અહિં ક્યારે આવ્યો હતો જાણો છો? આજે આવવાની કંઇ એણે વાત કરી હતી?"

પૂછનાર સ્ત્રીનાં વસ્ત્રો સાદાં હતાં. ઉંમર પાંત્રીસ છત્રીસથી વધારે ન હોતી. શરીરનો વાન એકદમ ઊજળો એટલે ઉંમર થવા છતાં પણ એનો ચહેરો આકર્ષક ને નમેરો હતો. પ્રકાશબાબુ થોડી વારમાં આવવા જોઇએ એવું મેં એને કહ્યું એટલે એ મારા ઓરડામાં જ બેઠી. મને એણે પૂછ્યું, "તમે શું કરો છો?"

"કોલેજમાં પહેલા વરસમાં છું."

"આ તમારૂં ઘર છે?"

"મારા મિત્રનું ઘર છે. હું ય અહિં રહું છું. ઘરમાં બૈરાં છે. ચાલોને અંદર એમની પાસે. અહિં શું કામ બેસી રહેવું?"

આમ સુલોચનાની મા સાથે અમારા ઘરના સ્ત્રી વર્ગને પણ પરિચય થઇ ગયો. પરંતુ સુલોચનાની મા પ્રકાશદાની મુલાકાત લેવા શિવાય બીજે કોઈ પ્રસંગે અમારે ત્યાં અમને મળવા મૂકવા કદી આવતી નહિં. એ વસ્તુ મારા ધ્યાનમાં આવી. ઘરમાં સ્ત્રીવર્ગે પણ આ જાતની ચર્ચા કરવા માંડી હતી. એ બાઈ પ્રકાશદા પાસે પૈસા લેવા આવતી હતી એ વાત પણ પહોળી થઈ ગઇ. ધીમે ધીમે તે અમારી હાજરીમાં જ પ્રકાશદાને કહેતી, "એો પ્રકાશ, બાબા, આ મહિને બીજા દશ રૂપિયા નહિ આપશો તો છોકરીની ચોપડીઓ ખરીદાશે નહિ, વર્ગમાં માસ્તર એને વઢે. ચોપડી વગર નિશાળે જાય શી રીતે?"

મારા મિત્રને મેં એક દિવસ કહ્યું, "એ બાઇને છોકરી છે એ વાત તો આટલા દિવસ સાંભળી નહિ? એ લોકો પ્રકાશદાનાં કંઈ સંબંધી છે? પ્રકાશદા એમને પૈસા શું કામ આપે છે?

મિત્રે કહ્યું, "એની એક છોડી અહિં નિશાળમાં ભણે છે એટલું હું જાણું છું. મેં સાંભળ્યું છે કે છોકરી સધવા છે પણ એના ધણીને ત્યાં જતી નથી. માદીકરી ક્યાંક ઘર લઈને રહે છે. પ્રકાશદા અને સતીશદા બેઉ મળીને ખરચ આપે છે. મોટાભાઈ તે દિવસે માને આ બધી વાત કરતા હતા.

"પણ પ્રકાશદા ને સતીશદા પૈસા આપે શું કરવા?"

"એ લોકો એનાર્કિસ્ટો–અરાજકવાદીઓ ખરા ને? દેશ અને દળની સેવા એમનું વ્રત હોય છે–ખાસ કરીને પ્રકાશદાનું. મોટાભાઈ કહે છે કે પ્રકાશદાને ઘેરથી જે પૈસા મળે છે એનો મોટો ભાગ એ લોકોને એઓ આપી દે છે. પોતે ઘણીવાર મોટા-ભાઈ પાસે પૈસા ઉછીતા માગવા આવે છે. પોતે બેએક ટ્યુશનો પણ કરે છે. એ પૈસા પણ એ લોકોને એ આપી દે છે.

ધીમે ધીમે મને ખ્યાલ આવવા લાગ્યો કે પ્રૌઢા જુદે જુદે બહાને ને ખોટી યુક્તિઓ કરીને પ્રકાશબાબુ પાસે નાણાં કઢાવી જતી. અને બધી જ વખત છોકરીનું બહાનું ને એની એ કાકલૂદી. "આજે મારી છોકરીને આ જોઈએ છે, આજે વળી અમુક જોઈએ છે." એમ 'કંઈને કંઈ જોઈએ છે' ની લપ લઈને પ્રકાશદાને ધૂતવા આવી જ હોય. પ્રકાશદા યે કલ્પતરુ જેવા. 'ના' બોલતાં કદી સાંભળ્યા નથી. પ્રૌઢા ઉપર હાડોહાડ ગુસ્સો ચઢ્યો. હું પ્રૌઢા કહું છું પણ સુલોચનાની મા તે કાળે પ્રૌઢા દેખાતી નહોતી.

કેટલીયે વાર હું વિચાર કરતો કે પ્રકાશદાને કહું કે એ તમને ઊંડાં ભણાવીને વખતે કવખતે ધૂતી જાય છે. એમને આપો છો શું કામ? પણ પ્રકાશદા મારે માટે બહુ શ્રદ્ધેય ને માનાર્હ વ્યક્તિ હતા. કોઈ દિવસ મોં ફાડીને એ વાત નહિં કરી શક્યો.

અહિં એકવાર સુલોચના એની મા સાથે આવી.

જોઇને અવાક થઇ ગયો. અત્યંત સ્વરુપવાન હતી. ગામડા ગામમાંથી તાજી જ આવેલી. એના જેવું સ્વરૂપ મેં કોઈ દિ' જોયું નહોતું. તે વખતે તેની ઉંમર સોળસ-તર વરસની હશે. પીઠ ઉપર લાંબા કેશનો ગુટકો હિંચોળા ખાતો હતો. એની આંખ પણ એવી જ જાદુભરી હતી. શરીરનો રંગ ઉજળો હતો તેવું જ એનું સ્વાસ્થ્ય પણ અદેખાઈ ઉપજાવે એટલું સરસ હતું. અનિન્ય સુંદર મુખશ્રી!

અમારા ઘરની કન્યાઓ સાથે સ્વાભાવિકપણે જ જાણે એની ગોઠિયાગીરી બંધાઈ ચૂકી. એ પછી તે વારંવાર આવતી જતી. પ્રકાશબાબુ આવવાના હોય એ અરસામાં જ એ મોટે ભાગે આવતી અને એમની જ સાથે મોટે ભાગે વાતચીત કરતી. પ્રકાશબાબુ ખુરશીમાં બેઠા હોય ત્યારે તે, ખુરશીને ટેકે પાછળ ઊભી રહેતી અને પ્રકાશબાબુ જ્યાં સુધી અમારા ઘરમાં હોય ત્યાં સુધીમાં એમનો સાથ છોડીને બીજા સાથે વાતચીત કરતી એ ભાગ્યેજ માલમ પડતી.

પ્રકાશબાબુ ચાલ્યા ગયા પછી એની અમારી સાથે ધિંગામસ્તી શરૂ થાય. એના મનમાં અમારી માણસ તરીકેની ગણતરી યે નહિ હોય. બેઠકખાનામાં બેઠો બેઠો હું વાંચતો હોઉં ને અચાનક પેલી આવી ચઢે. હાથમાંથી એકદમ ચોપડી આંચકી લઈ રસ્તે પડી જાય. કોઇવાર વળી પાછળથી આવીને બંને હાથે આપણી આંખ દબાવી દે. કોઇકોઇ વાર ભૂતપરીની વાત સાંભળવાનો એને અભરખો થઇ આવે. ત્યારે વળી તેને માટે જક લઇને પજવે. બિલકુલ વાંચવા નહિ દે. વાંચવા દેવાનું તો ઠીક પણ રોજ નવાનવા તોફાન મસ્તીના તુક્કાથી હું તો હેરાન પરેશાન થઈ જતો.

પરંતુ પ્રકાશબાબુ હોય ત્યારે સુલોચના બિલકુલ ડાહીડમરી લાગતી. તે વખતે એ જુદી જ મૂર્તિ બની જતી. ધીર, સ્થિર,

બહુ હસવું નહિ, ખડખડાટ નહિ, જાણે ભારે લજ્જાળુ; આંખ મોંના ભાવ પણ વ્રીડાયુક્ત.

પ્રકાશબાબુ સુલોચનાને 'સુ' કહીને બોલાવતા એટલે અમે પણ એ જ નામે એને બોલાવતા. એકવાર સુલોચનાએ વાંધો લીધો. શરદને એણે કહ્યું, " પ્રકાશદા જે બોલે એ તમે શા માટે બોલો છો ? મને એ નામથી બોલાવશો નહિ. મારા કાનને એ સારૂં નથી લાગતું. " મને એ સાંભળી ઘણો ગુસ્સો ચઢ્યો. સુલોચનાની આવી આખાબોલી વાત મને અસહ્ય લાગી. છોકરી બહુ અભિમાની ને ચાલબાજ હોય એવું મને લાગ્યું. ગુસ્સાના તોરમાં જ મેં એ એને કહી નાંખ્યું, " તો તું એ અમારી સાથે હળવા મળવા આવીશ નહિ. "

સુલોચના સાથે અમારે આવા ઝગડા રોજ ચાલ્યા કરતા. આનો અર્થ એમ નથી કે તે અમારે ત્યાં રોજ આવતી. મહિનામાં માંડ દશબાર દહાડે એ આવતી હશે. પ્રકાશદા અમારે ત્યાં જે દિવસે આવતા તે દિવસ સિવાય કોઈ દિ' સુલોચના અમારે ત્યાં આવશે એવો અમનો સ્વપ્ને ય ખ્યાલ આવતે નહોતો.

બીજી એક વાત મારા ધ્યાન ઉપર આવી. સતીશદા તરફ સુલોચના અણગમો બતાવતી હતી. જો કે મારો મિત્ર શરદ તો કહેતો હતો કે સુલોચનાનું ઘરભાડુ ને ઘરખર્ચ સતીશદા જ આપતો હતો. આમ છતાં સતીશદા સુલોચનાની આંખમાં કણીની માફક શાથી ખૂંચતો હતો તે મને સમજાતું નહોતું.

એક દિવસની વાત કહું. તે દિવસે સતીશદા અમારે ત્યાં આવ્યા પહેલાં જ સુલોચના એની મા સાથે અમારે ત્યાં આવી પહોંચી હતી. સુલોચનાની મા સતીશ આવ્યો એટલે બોલી, " સતીશ, તું અમને દક્ષિણેશ્વર ફરવા લઈ જઈશ ભાઈ ? ' સુલોચના પણ બોલી, " હાં, મામા, ( સુલોચના સતીશને મામા કહીને બોલાવતી હતી. ) ચાલો, હું યે આવીશ. "

સતીશદાને તો જાણે જીવતાં સ્વર્ગ મળી ગયું ! એના મોં ઉપરના ભાવ જોતાં એવું જ જણાતું હતું. ખુશખુશાલ મોંએ સતીશ બોલ્યો, "હા, હા, ચાલો. દક્ષિણેશ્વર થઈને આપણે બરાનગરમાં સ્વામી અવધુતાનંદનો આશ્રમ પણ જોઈ આવીશું-ગંગાં કાંઠે એ પણ એક જોવા જેવી ચીજ છે."

સુલોચનાએ પણ કહ્યું; "બહુ મઝા પડશે મામા એક ગાડી બોલાવો." સતીશદા ગાડી લાવવા ગયો એવામાં પ્રકાશબાબુ આવી ચઢ્યા. પોતાની સાથે જવા માટે સુલોચનાએ એમને બહુ આગ્રહ કર્યો. એ પોતે જવા માટે કેમ તૈયાર ન થયા તેની મને ખબર નથી, પણ એને લીધે સુલોચનાએ પણ એની માને કહી દીધું કે પોતે પણ ક્યાં ય જવાની નથી. માને જવું હોય તો ભલે એકલી જાય. એ વખતે સતીશદા ગાડી લઈને આવી પહોંચ્યા; પરંતુ કાર્યક્રમના રંગમાં ભંગ પડેલો જોઈને એમનો ઉત્સાહ ઓસરી ગયો. સુલોચનાને જવા માટે પ્રકાશબાબુએ ખૂબ આગ્રહ કર્યો; એટલું જ નહિ પણ છેવટે એ ગુસ્સે પણ થઇ ગયા, પણ કેમે કરી સુલોચના એકની બે ન થઇ. છેવટે બિચારા સતીશદાને સુલોચનાની માને લઇને જ મઝા વગરની સહેલ કરવા જવું પડ્યું. અમારા ઘરની છોકરીઓમાંથી પણ કોઈ કોઈ સાથે ગઈ હતી તો ય સુલોચનાએ એમની સાથે જવા હા ભણી નહિ.

સુખદુ:ખની આવી નાની મોટી ઘટનાઓથી ભરેલાં બે વરસ પસાર થઇ ગયાં અને છેવટે ૧૯૦૮ ની સાલમાં અમારો માળો વિખેરાઇ ગયો. મેં કોલેજની હોસ્ટેલમાં રહેવાનું રાખ્યું. સુલોચના સાથેનો સંબંધ કપાઇ ગયો. મારી વિદ્યાર્થી અવસ્થાના બાકીના કાળ દરમ્યાન એક દિવસ પણ સુલોચના કે એની મા મારી નજરે પડી નહિ. સતીશબાબુને પણ મેં ક્યારે ય જોયા નહિ. એમને ન જોવાનું કારણ પણ હતું. પોલિસના દબાણથી જ અમારો માળો વીંખાઇ ગયો હતો.

પ્રકાશદા સંબંધે એટલી માહિતી મળી કે મારા કૉલેજના ત્રીજા વરસમાં એઓ બિલકુલ ભટકતા થઇ ગયા હતા. કોઇએ એમને એ પછી ક્યાંય જોયા નહોતા. લોકવાયકા મારફત ઘણે વરસે એટલું જાણી શકાયું કે પૂર્વ બંગાળમાં ક્યાંક 'સ્વદેશી ધાડ' પાડવાના પ્રયત્નમાં પોલિસની ગોળી વાગતાં એઓ મરી ગયા હતા.

એ પછીનાં પાંચ છ વરસની વાત. કૉલેજ પૂરી કરીને હું કલકત્તાથી દૂર એક જગ્યાએ નોકરી કરતો હતો. હાવરા સ્ટેશનેથી એક રજાને દિવસે ઊતરીને હું ઘર તરફ જતો હતો. તે જમાનામાં નોર્થ સિયાલદહ સ્ટેશન થયું નહોતું. નોર્થ સિયાલદહ સ્ટેશનના ઉતારુઓ માટે ભાડાની ગાડીઓનો અડ્ડો જામે છે ત્યાં તે વખતે ચા, શરબતવાળાની હોટેલો હતી. ત્યાં થઇને જતાં હું એકાદી હોટેલમાં શરબત પીવા બેઠો ત્યારે મારી સામે મેં જોયું કે એક છોકરા સાથે સુંદર વસ્ત્રોમાં સજ્જ થયલી કોઇ રૂપસી રમણી શરબત પીતી હતી. છાનાછાના મેં બેએકવાર એ રમણી તરફ નજર નાંખી—ઉંમર એની બાવીસ તેવીસ માંડ હશે—આંખ જાણે એના ઉપરથી ખસવા જ નહિ કરે! છોકરી અપૂર્વ રૂપસી હતી! હું એકલો જ એના તરફ ટીકી રહ્યો નહોતો. મેં જોયું કે મારી જેમ આસપાસના બધા એના તરફ મીટી રહ્યા હતા.

અચાનક મને આશ્ચર્યચકિત કરી નાખતી તે છોકરી મારી સામે આવીને ખડી થઇ. હસતે મોઢે તે બોલી; "અરે, જદુદા જાણે!" કહીને એણે નમીને મારી ચરણરજ લીધી. મને ઓળખતાં વાર ન લાગી. મેં યે કહ્યું; "સુલોચના, નહિ? અહિં ક્યાં છે? હમણાં શું કરો છો?"

સુલોચનાએ મારા એકે પ્રશ્નનો જવાબ આપ્યા વિના એકદમ મને પૂછ્યું, "પ્રકાશદાની કંઇ ખબર જાણો છો?"

પ્રકાશદાના મરણના સમાચાર તે પહેલાં મને મળ્યા હતા પણ એ વાત મેં એને ન કરી.

સુલોચના મારો કેડો મૂકતી નહોતી. પહેલાંના અમારા પરિચિતોમાં અમુક કેમ છે, ફલાણા હાલ ક્યાં છે, શું કરે છે, અમારો દોસ્ત શરદ ક્યાં છે ને એનો મોટો ભાઈ વિનોદ શું કામધંધો કરે છે, એ લોકોનાં લગન થયાં છે કે નહિ એવા ઘણા ય પ્રશ્નો એ એક પછી એક પૂછવા લાગી. મારા હાથ ખેંચતી ખેંચતી એ કહેવા લાગી, "ઘણા વખતે મળ્યા. નાસ્તોપાણી કરાવો જોઉં ? ચાલો, રાય મહાશયની હોટેલમાં."

તે ગત દિવસોની પેઠે પૂર્વવત્ જ નિઃસંકોચ વ્યવહાર સુલોચનાનો. છોકરી હોવા છતાં છોકરાની માફક જ બેફામ હરવુંફરવું. આમ છતાં એણે પહેરેલી નીલરંગી રેશમી સાડી, ઊંચા પ્રકારનું બ્લાઉઝ, ગળામાં સોનાની સેર, હાથમાં સોનાની બંગડીઓ ને કાંડા ઘડિયાળ વગેરે જોતાં એમ લાગ્યું કે હવે એની દશા ફરી ગઈ હતી. સુલોચનાની શોખવૃત્તિ તરફ મારામાં સ્નેહ જાગ્યો. આવી રૂપાળી છોકરી શોખસાહેબી નહિ કરે, તેલ પાવડર નહિ વાપરે તો એ બધી ચીજો વાપરવાનું કોણ ? સુલોચનાના ચારુ દેહ ઉપર સાડી, બ્લાઉઝ અને અલંકાર આબાદ ઊઠી નીકળતાં હતાં—જાણે સુલોચનાને શોભાવવાને બદલે એ એમને શોભાવતી હતી.

મેં કહ્યું, "અરે છોડ ભાઇ છોડ. હાથ પકડીને ખેંચતાણ મા કર. રાય મહાશયની હોટેલ શું લાગી, ચાલ ટ્રામમાં બેસી જા, તને કોલેજ સ્ટ્રીટને નાકે નેશનલ હોટેલમાં લઇ જાઉં." પણ સાથેના છોકરાએ વાંધો ઊઠાવ્યો; નહિ તો સુલોચના તો એક પગે તૈયાર જ હતી!

ઘડિયાળમાં જોઈને છોકરો બોલ્યો, “ગાડીને હવે વાર નથી. હવે ક્યાં ભાભી ? ચાલો, જઇએ.” છોકરો જાણે સુલોચના ઉપર અધિકાર ચલાવતો હોય એવું લાગ્યું; મને ગુસ્સો ચઢ્યો. તું ક્યાંથી ઊતરી પડ્યો બાપુ ? સુલોચનાને અમે નાનપણથી ઓળખીએ છીએ. તું તો ત્યારે જન્મેલો પણ નહિ હોય. આજે આવી પહોંચ્યો સુલોચનાને ઘડિયાળ બતાવી ટાઈમ કહેવા માટે ! સુલોચના બહુ સુશીલ છોકરી નહોતી એ અમારી માન્યતા પહેલેથી જ હતી. આજે એ માન્યતા વધારે મજબૂત થઈ. બિચારા પ્રકાશદા ! છોકરીઓના સ્નેહનું એટલું જ તો મૂલ ! અને તેમાંયે સુલોચના જેવી છોકરીઓનું. અશ્રદ્ધાથી મારું મન ભરાઈ ગયું. સુલોચનાને લઇને છોકરો સ્ટેશન તરફ રવાના થઈ ગયો.

જતાં જતાં મારા તરફ ફરીને સુલોચના બોલી, “દમદમા તરફ અમારું રહેઠાણ છે આજકાલ. તે તરફ એક દિવસ આવજો મારે ઘેર છે. બિસ્કીટના કારખાનાની પાછળ નરેન પાલની વાડીમાં–”

કહેવાની જરૂર નથી કે દમદમામાં નરેશ પાલની વાડી શોધીને એ લોકોને મળવા જવાની સગવડ કે સમય મને મળ્યાં નહિ.

એકાદ વરસ પછી યુરોપીય યુદ્ધ શરૂ થવાને આગલે વરસે ૧૯૧૩ ની સાલમાં સાંજુકના હું એસ્પ્લેનેડ રોડને નાકે ટ્રામની રાહ જોતો ઊભો હતો. એક ટ્રામ મારી સામે આવીને ઊભી રહી. અચાનક મારી નજર પડી કે ટ્રામમાં પહેલા વર્ગની બેઠક ઉપર સુલોચના એકલી બેઠી હતી જરા ય વિચાર કર્યા વિના હું તરત જ ટ્રામ ઉપર ચઢી ગયો ને સુલોચના પાસે જઈને બેસી ગયો. પ્રથમ તો સુલોચના ચમકી ઊઠી. પછી મને ઓળખ્યો એટલે ખૂબ રાજી થઇ. પછી કહ્યું, “ચમકાવી મારી ! મને થયું એકદમ મારી પાસે ધફ દઇને કોણ બેસી ગયું ! લો, બહુ સારુ થયું. કેટલાયે

દિવસથી મળાયું નહોતું. તે સિયાલદહ સ્ટેશને મળેલી. ઊભા થાવ. પ્રણામ કરી લઉં."

વાત કરતાં કરતાં નાકા આગળ ટ્રામ આવી પહોંચી. સુલોચના બોલી, "અહિં ઊતરો જદુ દા, છોકરા માટે થોડું ખરીદી લઉં." આશ્ચર્યચકિત આંખે હું એના તરફ તાકી રહ્યો હતો એ જોઇને સુલોચના શરમાઈ ગઇ ને કહ્યું; વરસેકથી મારા પતિ આવ્યા છે. હમણાં હું બે પૈસા કમાઉં છું એટલે હવે બધાં આવશે. આજ દિન સુધી જીવતાંમૂવાંની ખબરે નહોતી કાઢી."

"આજકાલ શું કરે છે?"

"હમણા તો ઈસ્પિતાલમાં નર્સપણું કરું છું. આટલા દિવસ નર્સની હોસ્ટેલમાં હતી–હવે મારા પતિ આવ્યા હોવાથી ઘર માંડીને રહું છું–વરસ અગાઉ તમે મને મળ્યા ત્યારથી હું એ રીતે રહું છું. ચાલો ને આજે, મારા દીકરાને તો જોઈ આવજો."

"ના, આજ રહેવા દે. વળી કોઇ દિ' વાત. ચાલ, ચા પીવી છે સુલોચના?"

"કહું છું સાંભળો. તમે છોકરાના મામા થાવ. જો જો, ખાલી હાથે તમારાથી છોકરાને રમાડવા નહિ અવાય. એને એકાદ હાર કેમ નહિ આપો?"

સુલોચનાની વાત સાંભળી મને રોસ ચઢી, દમ બીડાવીને પૈસા લેવામાં સુલોચના એની માની માફક જ હોંશિયાર થઇ ગયેલી લાગી. હું મામો થાઉં તો ય આજકાલની બજારુ રીત પ્રમાણે તો રૂપિયો રોડો આપીને લોકો છોકરાનું મોંદેખુ કરી આવે. તો હું ક્યાંનો તે હાર આપી આવું? મેં કહ્યું, "હમણા તારે ત્યાં નહિ આવી શકું. ઘણો કામમાં છું."

ટ્રામમાંથી ઊતરીને અમે એક ગેસબત્તીના થાંભલા પાસે ઊભાં રહ્યાં. ગેસબત્તીના અજવાળામાં સુલોચનાને જોઇને ખરેખર, હું મુગ્ધ થઈ ગયો. એના જેવી સુંદરીને લઇને કોઇ ચાની હોટેલમાં દાખલ થતાં પણ સંકોચ થાય. અને તેમાં ય એ ખ્યાલમાં રાખવું જોઇએ કે એ સમો ૧૯૧૩ ની સાલનો હતો. તે ટાણે સ્ત્રી ધાટે રસ્તે બહુ ફરાફર નહોતી કરતી. થયું પણ તેમ જ. હોટેલમાં લોકો એના સામું જ જોઇ રહ્યા. અને મૂંગી રહેવાનું તો સુલોચના જાણતી જ નહોતી. હું ખૂબ અકળાઇ ઊઠયો.

મને એણે કહ્યું, " ભાણેજ જોવા ય નહિ આવો કે ? કંઈ આપવું પડે તેથી કે ? આપવું નથી એ કહેતાં શરમ આવે છે નહિ ? આવવું જ પડશે. જાઓ, હું આમંત્રણ આપું છું આવતે શનિવારે આવવાનું—એમની સાથે પણ ઓળખાણ કરાવી આપીશ. "

સુલોચનાની બધી વાતો રહસ્યભરી હતી. આટલા દિ' એનો ધણી કયાં છુપાઇ રહ્યો હતો, ને હવે કયાંથી આવીને હાજર થઇ ગયો ? એ પૂછવાની મને ઘણી ઇચ્છા થવા છતાં વાત મનમાં દબાવી રાખી. હું એ પણ જાણતો હતો કે સુલોચના જૂઠી વાત કહે એવી નહોતી. પહેલાં પણ એને વિશે મેં એ જોયું હતું કે સાચું બોલવાથી એને નુકસાન થાય એવું હોય એવે પ્રસંગે પણ એ જૂઠું નહોતી બોલતી. એટલે એના પતિના ઉલ્લેખથી મને કોઈ પ્રકારની શંકા ગઇ નહિ.

ચા વગેરે પતાવી લઈ હું એને ગાડીમાં મૂકવા ગયો. ગાડીના ડબામાં બેઠા પછી પોતાની ખાલી બેંચ તરફ હાથ લાંબો કરી તેણે મને કહ્યું, " આવો બેસો, જદુ દા. "

મેં કહ્યું, " આજે નહિ સુલોચના. માફ કર. મારે ઘણું કામ છે. "

ગર્વિત સ્વરે સુલોચના બોલી, 'ના, રહેવા દીધું કામ હોય તો, મારી સાથે આવવું જ પડશે. તમારી સાથે કેટલી વાત કરવાની છે? રસ્તા ઉપર મળ્યા એટલે વાત થઈ જતી હશે? પહેલાંના દિવસોની વાત બીજા કોની સાથે કરીશ?'

પછી અચાનક આગ્રહપૂર્વક એણે પૂછ્યું, 'વારુ, પ્રકાશદાના કંઈ ખરખબર જાણો છો?'

મેં કહ્યું, 'ના, શી ખબર મને?' મનમાં મનમાં હું બોલ્યો, એ ખબર જાણીને તને લાભે હવે શું થવાનો છે?

'જીવતા તો ચોક્કસ હશે, પણ પોલિસની બીકથી સંતાઈ રહ્યા હશે એમ લાગે છે. એમની વાત કહે એવો તમારા સિવાય બીજો કોણ છે કહો જોઉં?'

'કેમ, સતીશ દા ક્યાં ગયો?'

'મામા? મામા તો વિવાહ કરીને દેશમાં સરસ દુનિયાદારી સંસારી થઇ ગયા છે. એમના જેવો માણસ બીજું વધારે શું કરવાનો હતો? બધા કંઈ પ્રકાશદા જેવા દીકા શું?'

ગાડી ઊપડવાનો ઘંટ બજ્યો. આશ્ચર્ય પામતી હોય તેમ સુલોચના બોલી, 'ખરેખર, નહિ આવવાના કેમ જદૂ દા? ચાલો આવો.'

કહીને એ મારો હાથ ઝાલવા ગઇ.

પણ મારું જવાનું ન બન્યું. કારણ કે મારે એ રાતે જ મારી કામગીરી ઉપર પહોંચવાનું હતું. સુલોચના સાથે જતાં ગાડી ચૂકાય એમ હતું. ત્યારે મને શી ખબર કે સુલોચનાને મારું એ છેલ્લું મળવાનું હતું! સત્તર અઢાર વરસ અગાઉની એ વાત બધી.

૪

સુલોચનાની મા પાર્કમાં આવી.

તેને ઘરભાડાના રૂપિયા આપીને મેં કહ્યું, 'હવે કહો, તે તમારી વાત? તમારું ઘણું હું જાણતો નથી. જે જાણું છું તે પણ આછું પાતળું. બધું માંડીને કહો?'

વખત થઇ ગયો હતો. પાર્કમાં છોકરાં હીંચકે ઝોલા ખાતાં હતાં, કચબચ કરતાં હતાં, ચણા મમરા ખરીદતાં હતાં.

સુલોચનાની મા પાસેથી જે વાત મેં તે દિવસે જાણી તે જેવી કરુણ હતી તેવી જ જીવનની ગંભીર અનુભૂતિની બાજુએથી જોઇએ તો અપૂર્વ હતી.

સુલોચનાની મા પોતાની દીકરી સાથે નાની ઉંમરમાં વિધવા થઈ ગઇ હતી. એમનું વતન બર્દવાન જીલ્લામાં. સુલોચનની આઠ વર્ષની ઉમરે નજીકના કોઈ ગામમાં એના વિવાહ કરવામાં આવેલા. અને ધણીની ઉંમર ત્યારે ત્રીસ બત્રીસની વરસની. ધણીનો દેખાવ સારો નહોતો. એ કારણે નાની છોકરી એની પાસે જવા તૈયાર નહોતી. ધણી એનો હતો મૂર્ખ અને ગમાર, આઠ દસ વરસની સ્ત્રી કાબૂમાં નહોતી રહેતી એટલે એણે એના ઉપર માર વગેરેના અત્યાચાર કરવા માંડયા. પરીણામે એની મા વતનની જમીન, ઘર વગેરે વેચી સાટીને દીકરીનો હાથ ઝાલી કલકત્તાના બજારમાં આવીને ઊભી રહી. સુલોચના ત્યારે દશ વરસની. માનો ખ્યાલ હતો દીકરીને ભણાવી ગણાવી રળતી કમાતી કરવાનો.

પરંતુ તે જમાનામાં છોકરીઓને ભણાવનાર ગણાવનાર કે સ્વતંત્રપણે છોકરીઓ પોતાની જીવિકા ઉપાર્જન કરે એવું શિક્ષણ આપનાર તરફ સમાજ સારી નજરે જોતો ન હતો. દીકરીને લઇને મા ઘણી જગોએ રવડી વળી. હાથમાં પાંચ પૈસાનો જીવ હશે તે સાફ

થઈ ગયો, પણ કોઇ સગવડ મળી નહિ. બીજી બાજુ માને બીજી પણ ઉપાધિ હતી. છોકરી ભારે દેખાવડી. દશ વરસની હતી તોય તેર ચૌદ વરસની ભરાઉ કાઠાની લાગતી–દુષ્ટ લોકોની નજર છોકરી ઉપર પડી.

એક દિવસ સાંજને સમે ઘેર આવી માએ દીકરીને કહ્યું, ' ચાલ, આજે ગંગામાં જઇને માદીકરી ડૂબી મરીએ, અહિં કોઈ ધારઆધાર છે નહિ. માન રક્ષા થઇ શકતી નથી. ગરીબનું કોઈ બેલી નથી. '

છોકરી તરત તૈયાર થઈ !

રાતે નવ વાગે દીકરીએ માને પૂછ્યું, ' આપણે ક્યારે ડૂબી મરીશું મા ? ચાલ, અન્નપૂર્ણાને ઘાટે જઈએ. ' મા બોલી, ' હમણા એ ઘાટે ઘણાં માણસો હશે. થોડી વારે જઇશું. '

રાતે દશને સુમારે બાગબજારના અન્નપૂર્ણાના ઓવારાનાં પગથિયાં ઊતરતાં ઊતરતાં ધીમે સૂરે મા દીકરીને પૂછે છે, ' કેમ રે, જવાશે ને ? બોલ અગાઉથી, ડૂબાશે કે ? '

છોકરીને જરા ય ભય નહોતો. એણે મક્કમપણે જવાબ આપ્યો, ' તું સાથે હશે એટલે બરાબર ડૂબાશે. '

બરાબર એજ વખતે યામિની ઘોષ નામનો કોઈ જુવાન, ઓફિસનો કારકૂન, ઘાટની નજીકમાં જ બાજુએ બેસીને હવા ખાતો હતો. એણે આવીને પૂછ્યું, ' આપ લોકો આટલી મોડી રાતે અહિં કેમ આવ્યાં છો ? અહિં શું કામ આવ્યાં છો ? પાણી તરફ કેમ જાવ છો ? આપનું ઘર ક્યાં છે ? '

યામિની ઘોષના ઉતાવળા સવાલોથી ગભરાઇ ગયેલી નાની સુલોચના રડી પડી. માએ માંડીને બધી વાત કરી એટલે યામિની એમને તે રાતે પોતાને ઘેર લઈ ગયો.

પંદરેક દિવસ ત્યાં માદીકરીના મઝેથી પસાર થઇ ગયા. યામિની ઘણો ભલો માણસ હતો, પણ યામિનીને મોઢે એ લોકોની વાત સાંભળીને એનો એક મિત્ર એમને જોવા સારુ આવ્યો એ આવ્યો. ઘરમાંથી પછી નીકળે જ શું કામ? એનું આવવું નિત્યનૈમિત્તિક કર્મ જેવું થઇ પડયું. સુલોચના પણ બધાંની નજર આગળ બહાર હરતી ફરતી હતી. તે વખતે તો તે નાની બાળકી હતી!

એક દિવસ સુલોચનાએ એની માને કહ્યું, 'પેલો અહિં આવે છે તે માણસ સારો નથી લાગતો—મને ઘરેણાનો દાબડો બતાવીને લલચાવે છે કે મારી સાથે આવીશ? તને એ ઘરેણાં આપીશ—હું એની સામે હવે ઊભી રહેનાર નથી.

માએ કહ્યું, 'હતભાગી છોડી, તું ય ત્યારે બધાની નજર આગળ શું કામ રવડતી ફરે છે? ઘરમાં જ બેસી રહે. જેની તેની પાસે જઇશ નહિ. આપણે ગરીબ માણસ, આપણને કેટલું દુઃખ છે તે તું જાણે છે?'

યામિનીને બીજો એક સતીશ રાય કરીને દોસ્ત હતો. મા દીકરીને દુઃખી માણસો જાણીને સતીશ એમને પોતાને ઘેર લઇ ગયો ખરો પણ ત્યાંય ગોલમાલ થઇ પડી. સતીશ પોતે જ સુલોચના પાછળ ઘેલો થઈ ગયો. એટલું જ નહિ પણ સુલોચના વિવાહિત હતી એમ જાણતી હોવા છતાં સતીશની માએ છોકરા સાથે સુલો-ચનાને પરણાવવાનું સુલોચનાની માને કહ્યું. પેલી રાજી થઈ ગઈ. પણ સુલોચનાએ એને ધમકાવી કાઢી. માને એણે કહ્યું, 'છોકરીના વિવાહ કેટલીવાર થાય? તારું મગજ ખરાબ થઈ ગયું છે. મને તારે હવે આગળ ભણાવવા કરવાનું નથી. તું મને મારે સાસરે પહોંચાડી દે. ત્યાં મરું કે જીવું. બહુ થયું હવે—'

ત્યાં એક દિવસ પ્રકાશદા આવી પહોંચ્યા.

પ્રકાશદા સતીશના મિત્ર અને છાત્રમંડળમાં જાણીતા સ્વદેશવાદી હતા. પોલિસની મહેરબાનીથી એમની એનાર્કિસ્ટ–ત્રાસવાદી તરીકેની ખ્યાતિ પણ જામી હતી. પ્રકાશદાએ સુલોચનાની સઘળી આપવીતી જાણી લીધી અને એમના જ પ્રયત્નથી સુલોચના શાળામાં દાખલ થઇ. પ્રકાશદા કોઇ કોઈ વાર એના અભ્યાસની માહિતી જાણવા આવતા.

આ બાજુ સતીશ ભારે અધીરો થઇ બેઠો. એક જ ઘરમાં રહેવાનું, હળવામળવાનું. એક જ ઘરમાં એટલે એકબીજાની નજરે ન ચઢે એમ તો બને નહિ. સતીશ સુલોચનાને અનેક તરહની કીમતી વસ્તુઓ લાવી આપતો. સાબૂ, અત્તર સારાં કપડાં વગેરે. સુલોચના સતીશને કહેતી, ‘ મામા આ બધું શું કામ લાવી આપો છો ? તમે ભારે સ્વાર્થી લાગો છો. એ બધું હું લેવાની નથી. ’

માને તે કહેતી, ‘ આ ઉંમરે મેં ઘણા પુરુષો જોઈ કાઢ્યા. પ્રકાશદાના જેવો સાધુચરિત હજી સુધી કોઇ નજરે ચઢયો નથી. એઓ કોઈ જુદી જ કોટિના માણસ છે. એ માણસ નથી, દેવ છે. ’

સતીશ એને કીંમતી કપડાં આપતો. એકવાર પૂજાના તહેવારમાં બનારસી સાડી પણ આપી. પણ પ્રકાશદાએ એને જાડા સૂતરની સ્વદેશી સાડી આપી. પ્રકાશદાની આપેલી એ ખરબચડી સાડી પહેરીને સુલોચના કેટલી હરખાતી ? પ્રકાશદાની આપેલી જાડી સાડી પહેરીને એ રોજ નિશાળે જતી.

એક દિવસે એણે પ્રકાશદાને સતીશની બધી વર્તણૂંક ખુલ્લી રીતે કહી સંભળાવી. પ્રકાશદાએ કહ્યું, ‘ તો અહિં તમારા લોકનું રહેવું યોગ્ય નથી. ’ અહિં રહેવાથી તારું ભણવાનું બગડશે. બીજે જઇને રહો. તમારા ખરચખૂટણની હું વ્યવસ્થા કરી દઇશ. ’

સુલોચનાનો દૂરનો કોઈ અનેવી કલકત્તામાં પરિવાર સાથે રહેતો હતો. સુલોચના એના માળામાં જઈને રહેવા લાગી. જતી વખતે સતીશની આપેલી સાડી વગેરે એ એને ત્યાં જ મૂકતી ગઈ અને પ્રકાશદાની ખરબચડી સાડી પહેરીને નવા મકાનમાં ગઇ. આને કારણે સતીશને ભારે અપમાન થયા જેવું લાગ્યું અને કેટલાયે દિવસો સુધી પ્રકાશદાને સુદ્ધાં મળવામૂકવાનું એણે છોડી દીધું. માએ દીકરીને કહ્યું, 'કેમ સતીશદાને આટલો બધો અડાવી આવી? એને દુઃખ દીધા જેવું નહિ થાય?'

સુલોચના બોલી, 'અડાવી નહિ આવીએ ત્યાં સુધી સતીશ મામાને ભાન આવે એમ નથી મા. તું જોતી નથી મારી પાછળ એ કેવો પાગલ થઇ પડયો છે? એની આપેલી ચીજોને હવે હું અડનાર નથી.'

એ પછી યે સતીશ તો એમને નવે ઠેકાણે આવજા કરતો. વસ્તુઓ આપવાનુ પણ ચૂકતો નહિ. સુલોચના કહેતી, 'મામા, ફરી કેમ અહિં આવો છો? તમે ભારે સ્વાર્થી લાગો છો. તમારો સ્વાર્થ સાધવા માટે આ બધું કરો છો એટલે મને સારું લાગતું નથી. પ્રકાશદા જુઓ ને?'

એક દિવસે સતીશે સુલોચનાને કહ્યું, અચ્છા, હું શું કરું તો તું ખુશી થાય સુલોચના? બોલ, હું તે પ્રમાણે જ કરીશ.'

સુલોચનાએ કહ્યું, 'તમે લગન કરી નાખો મામા. એટલે મને ખૂબ આનંદ થશે. મને રાજી કરવા જ જો તમે માગતા હો તો કોઇ સારી કન્યા શોધી કાઢીને એની સાથે વિવાહ કરી લો એકદમ.'

એમને નવે ઠેકાણે પ્રકાશદા બહુ આવતાજતા નહિ. ત્યાં બહુ જતા નહિ તેથી જ તેઓ અમારે ત્યાં આવવાના હોય ત્યારે સુલો-ચના એની મા સાથે ત્યાં આવતી.

એ વખતે અલિપુર બોંબકેસ શરૂ થયો. શી રીતે પ્રકાશદા એમાં સંડોવાયા તે સુલોચનાની મા મને બરાબર કહી શકી નહિ. સુલોચના એમના વિના ખૂબ તરફડવા લાગી એટલે એક દિવસ એની મા પ્રકાશદાના સમાચાર જાણવા કોલેજમાં સુદ્ધાં તપાસ કરી આવી. કોલેજમાં પણ એઓ ઘણા વખતથી આવ્યા નહોતા.

બે મહિના પછી હાંડી ભરીને રસગુલ્લાં લઈને પ્રકાશદા એમને ત્યાં હાજર થયા. ખબર મળતાં જ સુલોચના દોડતી બહાર આવી લાગી. 'કયા ગયા હતા પ્રકાશદા આટલા દિ? તમારું મોં કેમ સુકાઈ ગયું છે પ્રકાશદા?'

'એ વાત મા પૂછીશ સૂ? એ સિવાય મારુ અહિં આ છેલ્લીવારકું આવવાનું. હું સ્વદેશી મંડળનો સભાસદ છું. પોલિસ પડછાયાની માફક મારી કેડે લાગી છે. હવે કદાચ હું નહિ આવી શકું. જતી વખતે એક વાત પૂછી જાઉં સૂ? એમે બને કે આપણું આ મળવાનું છેલ્લું જ હશે. તું મને કદી ભૂલી તો નહિ જાય કે સૂ? બોલ, બેન મારી?'

'તમે મને બહુ જ ગમો છો મોટાભાઈ. જો મારે ધણી ન હોત તો તમારી હજી યે વધુ નિકટ આવી હત. તમારા ચરણ પકડીને કહું છું કે તો તો તમારા આ આપત્તિને ટાણે તમારી સાથે ચાલી નીકળત—તમને એકલા નહિ જવા દેત—'

કહીને તે રોઈ પડી.

સુલોચનાની માએ કહ્યું, 'દીકરી મારી કોઈ દિ' રોઈ નથી. આ કેટલે વખતે રોઈ હશે!'

જતી વખતે પ્રકાશદા પાસેની વચન લીધું કે પોલિસ ખટ-લામાંથી પરવારી જતાં પોતે સૌથી પહેલા અહિં આવીને સુલોચનાને

સીધા મળી જાય. પણ પ્રકાશદા તો ગયા તે ગયા; કદી પાછા આવ્યા નહિ.'

મેં કહ્યું, 'એ પછી આપ લોકોનું શું થયું ?'

'એ પછી પ્રકાશ તો ચાલી ગયો. સાંભળો ત્યારે પૂરી વાત. તમને સાચી યે કદાચ નહિ લાગે. આ કલકતા શહેરમાં એ અભાગી છોકરીનું આગ જેવું રૂપ લઇને વસવામાં શું દુઃખ પડ્યું છે! એને જોઈ તો હતી ને ?'

જોઈ હતી જ તો વળી! ફરીવાર વીસબાવીસ વરસે શ્રદ્ધાનંદ પાર્કમાં બપોરના ઝળહળતા પ્રકાશમાં અપૂર્વ સુંદર કિશોરીમૂર્તિ સુલોચના મારાં મનઃચક્ષુ સમિપ આવીને ખડી થઇ ગઇ. એની એ ચકળવકળ થતી તેજભરી આંખો, ઘનઘન કેશરાશિ, વાત કરવાનો એ જાદુઇ લટકો, ગુલાબી હાસ્ય, અને સૌથી વધારે એવી એની અનિંદ્ય સુંદર મુખશ્રી.........

તે વખતે સુલોચનાને ઓળખી શક્યો નહિ. પરિચયને અભાવે તે વખતે સુલોચનાને હું ચારિત્ર્યહીન, ઉચ્છૃંખલ પ્રકૃતિની છોકરી સમજતો હતો–હું જ નહિ પણ અમારા તે વખતના ઘરનો સ્ત્રી સમુદાય પણ આ અભિપ્રાય જ ધરાતો હતો. હું મનમાં મનમાં પરલોકગત સુલોચનાની માફી માગવા લાગ્યો.

સુલોચનાની મા બોલી, 'છોડી રોજ રડતી–પ્રકાશ ગયા પછી. બારી ખોલીને રસ્તા તરફ, જાણે એની રાહ જોતી હોય એમ જોઈ રહેતી. સતીશને તો એ જોઈ જ શકતી નહોતી. બીજી બાજુ જે ઘરમાં અમે વસતાં હતાં તે ઘરના માલિકે અમે ભાડુ આપી નહિ શક્યાં એટલે રાખવાની ના પાડી. એ ઘર છોડીને કાલીઘાટે જઇ એક નાની ખોલી ભાડે લીધી. એક દિવસ ત્યાં કોક રાજાના મેનેજરે દશ હજાર રૂપિયાની લાલચ આપી. છોકરીનું શરીર સોને

મઢી દેવાની વાત કરી. છોકરી બોલી, 'મા વાળ બધા મારા કાપી નાખું. નહિ તો હવે સહન થશે નહિ.' હું ઘરમાં નહોતી ત્યારે ગુંડાના એક ટોળકીએ ઘર ઘેરી લીધું. તમને વાત બનાવટી લાગશે. પણ એ કાલીઘાટના ઘરને ઘેરી વળ્યા. અંગ્રેજી રાજના અમલમાં પણ. છોકરીએ માથાના વાળમાં કેરોસીન છાંટયું. દિવાસળી સળગાવતી હતી ત્યાં હું જઇ પહોંચી. રાડારાડ કરી મૂકી. લોકો ભેગા થઈ ગયા અને ગુંડાની ટોળી નાસી છૂટી.

મેં પૂછ્યું, 'સતીશદા તમારે ત્યાં નહોતો આવતો ?'

'આવતો ખરો. છોકરીથી છાનોમાનો મારા હાથમાં રૂપિયા મૂકી જતો. છોડી પણ એની સાથે બહુ નિષ્ઠુર વર્તણુંક ચલાવતી હતી. મોઢેથી એક સારો શબ્દ પણ એને માટે નહોતી કાઢતી. એ જો ચિઠ્ઠી લખતો તો શરૂશરૂમાં તો એ લીટી જવાબ લખતી પણ પાછળથી તો તે યે બંધ કર્યું. મને કહેતી, 'નહિ મા, એને અહિં આવવા નહિ દેતી. એ મારી પાછળ લાગ્યો છે—દિવાનો થઈને. કૂતરાંની પેઠ આપણે એના પૈસા શું કામ ખાવા જોઇએ ? એ આપણો કેડો મૂકયા વિના વિવાહ કરવાનો નથી.'

'એવામાં મહોલ્લાના એક ભલા દાક્તરે પોતે ખૂબ મહેનત કરીને સુલોચનાની મેડિકલ કોલેજમાં નર્સનો અભ્યાસક્રમ શીખવા માટે ભરતી કરાવી. પાસ થયા પછી એણે પેલા દાકતરના દવાખાનામાં જ કામ શરૂ કર્યું. થોડા દિવસ બાદ મારી પાસે આવીને એણે કહ્યું, 'મા, આ દુનિયામાં બધા એક જાતના જ છે. ત્યાં હવે મારાથી કામ થઇ શકશે નહિ. છોડી દઈને આવતી રહી છું.''

બે મહિના પછી કેમ્પબેલ હૉસ્પિતાલમાં કામ મળ્યું. મા હૉસ્પીતાલના દરવાજેથી રાતે અગિયાર વાગે છોકરીને સંગાથે ઘેર તેડી જતી. ત્યાં પણ ઘણી હાડમારી વેઠવી પડી. હૉસ્પીતાલની નર્સ

સુલોચનાના સ્વરુપની મહેક ત્યાં પણ ચોમેર પ્રસરી ગઈ. છાત્ર-મંડળમાં તો તે પ્રલોભનનું પાત્ર થઈ પડી. રોજ એને કેટલી લાલ-ચોથી સાવધાન રહીને કામ કરવું પડતું ! ગુંડાના હાથમાં જતી એ કેટલી વાર બચી ગયેલી ! એક દિવસ એણે એની માને કહ્યું, ' પ્રકાશદા પાછા આવીને આ જોશે તો એમને સારું નહિ લાગે. એ જોઈને નારાજ થાય એવું કામ હું કદી કરવાની નથી. તું એક ઓરડી રાખીને રહે. હું ઇસ્પીતાલમાં હોસ્ટેલમાં રહીશ. '

એ પ્રમાણે જ થયું. હોસ્ટેલમાં બે માણસો જ એની મુલાકાત લઈ શકે એવો પ્રબંધ થયો. એક એનો ધણી અને બીજો પ્રકાશદા. એને આશા હતી કે પ્રકાશદા અચાનક એક દિ' આવી ચડશે.

મેં એની માને પૂછ્યું, ' ઠીક પણ એ પછી કોઈ વારે પ્રકાશદાનો કાગળપત્ર આવ્યો તો ? '

ડોશીએ દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, ' કદી નહિ. છોડી પ્રકાશ-દાનું નામ સાંભળતાં ગાંડીઘેલી થઇ જતી. એ તો માન્યા જ કરતી કે પ્રકાશ એક દિવસ આવશે જ. મને કેટલી વાર એણે એ વિશે કહ્યું હશે ? પ્રકાશ જોઇને રાજી થશે એ હેતુથી તો એણે એનો ધણી આવ્યા પછી અતિથિગૃહ શરૂ કર્યું હતું. '

સાંભળીને હું નવાઇ પામી ગયો. ' અતિથિગૃહ ! એ કેવી જાતનું ? '

' છોડીનો એક પ્રકારનો તરંગ ! હોસ્ટેલમાં એણે વાલી તરીકે પ્રકાશનું નામ લખાવ્યું. બીજી બાજુ પ્રકાશને ખુશી કરવા માટે અતિથિગૃહ ઉઘાડ્યું ! પ્રકાશ તો તે વખતે મરીને પ્રેત થઇ ગયો હતો.'

' એના ધણીને એ બોલાવી લાવી ખરી ત્યારે ? '

'અમે બોલાવ્યો નહોતો ભાઈ, કેમ્પબેલ હસ્પીતાલમાં એના સસરાના ગામમાંથી એક દરદી આવ્યો હતો. તેણે જઇને એને સાસરે ખબર કરી. એનો ધણી આવી પહોંચ્યો. આવીને માફી માગી. અમે એને જગા કરી આપી. એમ માનીને કે ધણી વગર એને બહાર ડગલે ને પગલે આપદા ઊભી થતી હતી. એ પછી એણે નોકરી છોડી સ્વતંત્ર પ્રેક્ટીસ શરૂ કરી. બે પૈસા આવક થવા લાગી. બે છોકરા પણ થયા. જમાઇને વતનમાં દેવું હતું તે પણ વાળી દીધું. એવામાં એક દિવસ આવીને એણે ખબર આપ્યા જે પ્રકાશ ગોળી વાગવાથી મરી ગયો હતો. સાંભળતાં જ છોડી મારી બેભાન થઈ ગઇ. ત્યાંથી એને છાતીનો રોગ લાગુ પડયો. એમાં ને એમાં છેવટે મરી ગઇ. ખબર જાણ્યા પછી એ માંડ ૭ માસ જીવી હશે.'

અમે બંને ઘણીવાર સુધી બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યાં.

અન્યમનસ્ક ભાવે વૃદ્ધા બોલી, 'સન્યાસી થઇ જઇશ એમ માનીને મેં દીકરીને આઠ વરસની ઉંમરે પરણાવી દીધેલી. એ તો કયાં યે જતું રહ્યું અને આજે ૬૫ વરસે પણ હું દુનિયાના બંધનમાંથી છૂટી નથી. એણે એના ધણીને માણસ બનાવ્યો. એનો દારૂ છોડાવ્યો અને એ મરી ગઇ. જમાઈ પણ મરી ગયો. હવે હું જો મરી જાઉં તો છોકરા બે નિરાધાર થઈ પડે કયાં જઇને ઊભા રહે ? રસ્તો–સરકારી રસ્તો.'

મારા તરફ જોઇને એ બોલી, 'અમારી સ્થિતિ ઘણી સારી થઇ હતી. એ તમે જોઈ નહોતી. ઘર પણ સારું સજાવટવાળું હતું. સુલોચનાની પ્રેક્ટીસ સારી ચાલતી હતી. પૈસા કમાઈને ઠેકેરો વધાર્યો હતો. છોડી શોખીન ખૂબ હતી તે તો તમે પણ જોયું હતું. મેલું કે અણઘડ એનાથી જોયું યે નહોતું જતું. હાં, એક વાત યાદ આવી. સુલોચના મરી ગયા કેડે જમાઇના હાથમાં ઘણા પૈસા આવેલા. એણે ધીરધારમાં બે હજાર રૂપિયા જમીન ગીરવે રાખીને એક

જણને આપેલા. પછી તે ગે ફરી પરવાર્યો. એનું ખાતું પડ્યું છે હજી. એ ચાલે કે ભાઈ?'

ડોશીને મેં કહ્યું, 'ચૌદ વરસ પછી તે ખાતાનો હવે કશો અર્થ નથી, સિવાય કે સંઘરી રાખીને એક ઉપાધિ વધેલી રહે.'

એકાએક મને એક વાત યાદ આવી ગઈ. મેં કહ્યું, 'સુલોચના સાથે એકવાર મેં એક છોકરાને જોયો હતો. એ કોણ હતો જાણો છો?'

ડોશી બોલી, 'ગોળ ને શામળા ચહેરાવાળો હતો તે? એ એનો દિયર હતો. બાવીસેક વરસનો હતો. અમારે ત્યાં રહીને ભણતો હતો.'

મારી કેટલા દિવસની ભૂલ ભાંગી ગઈ? મેં સુલોચના વિશે કેવો ખરાબ ખ્યાલ બાંધ્યો હતો!

સુલોચના જે જમાનામાં છૂટથી હરતીફરતી હતી તે જમાનામાં છોકરીઓની એ પ્રકારની રહેણી કોઈ પસંદ કરતું નહોતું; એટલે એને વિશે લોકો ગમે તેવી વાતો કરતા. એ તરુણીનો સચેતન અંતરાત્મા પોતાના અંતરતમ સ્નેહના પાત્રની વૃથા આશામાં તેના એકનિષ્ઠ ધ્યાનમાં ને ધ્યાનમાં આશાના ઝાંઝવા પાછળ દિવસ પછી દિવસ ઝૂર્યા કર્યો. કૅમ્પબેલ ઇસ્પીતાલની સામે ટ્રામમાં આવતાં જતાં અભાગી સુલોચનાની વાત મારા મનમાં જાગી ઊઠતી અને અંતરમાં ગમગીનીનું વાદળું છવાઈ વળતું.

વિભૂતિભૂષણ બંદ્યોપાધ્યાય

## ૮

# કુળવાનનો દીકરો

**અનંત** ગુહનો જન્મ થયો ત્યારે ગુહ વંશની અચળ લક્ષ્મી રીતસર સચળ થઇ ગઈ. સમાજમાં એક વખત એમના કુળની અને ધનની ખ્યાતિ સરખી હતી; પરંતુ અનંતના દાદાએ અનેક પ્રકારના સાચા ખોટા ધંધાની જાળમાં ફસાઈને ઘણાં નાણાં ગુમાવ્યાં હતાં. એમનો પુત્ર આદિનાથ પાઈપાઈની ગણતરી કરે એવો માણસ હતો. જ્યાં પૈસો ખરચવા જેવો હોય ત્યાં તે પાઈ ખરચીને ચલાવી લેતો. પરંતુ આમ કરવા છતાં પણ ભાંગ્યા કુળની દશા સુધરી નહિ. અનંત મોટો થયો ત્યારે એણે જોયું કે એને વારસામાં ભાંગેલું એક ઘર, સાધારણ જરજમીન અને અતિશય કુળવાન કુટુંબ: એટલું મળ્યું હતું.

નસીબની આવી અવળી બલિહારીને લીધે અનંતની મા ભાંગી પડવા જેવી થઇ ગઈ હતી. જે ઘર પેઢીઓથી દાસદાસીઓની વસતીથી ભર્યું ભર્યું ને એમના કલરવથી ગાજી રહેતું તે આજે

નિરવ સૂનું સૂનું થઇ ગયું હતું ! ઘરનાંને પોતાનું કામ જાતે કરવું પડતું હતું. આખો દિવસ છોકરાને કેડમાં રાખીને ફર્યા કરવું પડતું. આથી એમની વિરક્તીનો પાર નહોતો. પણ આદિનાથ સહેલાઇથી અકળાઈ ઊઠે એ પ્રકારનો આદમી નહોતો. તે હંમેશાં હસીને પોતાની સ્ત્રીને કહેતો, ' ગિન્ની, જે છોકરાને કેડમાં લઇને ફરવામાં તું આટલી બધી અકળાઇ જાય છે તે ગયેલી લક્ષ્મીને પાછી તાણી લાવવાનો છે. એની હથેળી જોઈ છે ? એને સારી રીતે ઊછેરીને મોટો કરવો જોઈશે. '

અનંતને મોટો કરવામાં બહુ સારી કાળજી લેવામાં આવી. એની માના શરીર ઉપર જે બે ચાર ઘરેણાં હતાં તે વેચી સાટીને અને ઘર ગીરવે મૂકીને અનંતને કલકત્તા રહીને ભણવાના ખરચની વ્યવસ્થા કરવામાં આવી. પોતાની જ આવકમાંથી ભવિષ્યમાં એને ગીરવે મૂકાયેલા પોતાના ભાંગેલા ઘરને બદલે નવું ઘર ચણાવવું પડશે અને માના બે ચાર ઘરેણાની જગાએ ઢગલાબંધ નવાં ઘરેણા ઘડાવવાં પડશે એ વાત અનંત સારી રીતે સમજતો હતો. ભણવા ગણવામાંથી એને મળતા અવકાશના વખતમાં શી રીતે પૈસો કમાઇ શકાશે એ સંબંધના વિચારો જ એનું મન ઘેરી લેતા હતા. રજામાં એ ઘેર જતો ત્યારે માબાપ એની સાથે એ સંબંધે જ વાતો કર્યા કરતાં.

મા કહેતી, “ હવે તું બી. એ. પાસ કરી લે એટલી વાર. પછી જોજે, કેવા ઘરમાંથી વહુ લાવું છું તે ? આખું ઘર સજાવી દે એટલો સામાન અસબાલ, કન્યાનું શરીર આખું ઢંકાઇ જાય એટલાં ઘરેણાં અને થાળ ભરાય એટલા રૂપિયા જે બાપ નહિ આપી શકે તેણે મારા છોકરા તરફ નજર નાખવાની ય તસ્દી લેવાની નથી. ”

દીકરો વળી વિવેક કરવા જતાં કહેતો, “ હાં, તારા દીકરાને એટલું બધું આપવા કોણ નવરો બેઠો છે ! બી. એ. પાસની કિંમત

બહુ ને ? આજકાલ કલકત્તાની એક ગલીમાં દશ પંદર બી. એ. પાસ કરેલા તો રવડતા ફરતા હોય છે."

મા કહેતી, "તે ભલે હોય. પણ બધાનાં કુળ કંઇ તારા જેવાં હોય છે શું ? આપણા કુળમાં એક છોકરો જન્માવવો અને બેંકમાં દશ હજાર રૂપિયા જમા કરાવવા એ સરખું કામ છે. એનાથી ઓછું લઇને આ ઘરમાં કોઈ વહુ આવી નથી, જાણે છે ? તારા દાદાનો ધંધો શાથી ડુલ થઈ ગયો હતો ? મારા લગન કરાવવામાં. પણ એમના મોઢામાંથી કોઇ દિ' કોઈએ એને કારણે હાય નીકળતી સાંભળી નથી. એ લોકો તો જોવા જેવાં કામ કરી ગયા, જોવા જેવાં."

અનંતને માની વાતમાં ઘણો વિશ્વાસ હોવાથી પોતાની જાતને એ બહુમૂલ્ય સંપત્તિ માનતો થઇ ગયો હતો.

યથાકાળે એ બી. એ. પાસ થયો. એ પછી એની મા મહાલક્ષ્મીએ ચારે બાજુ કન્યા શોધવાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી. કન્યાના બાપની રૂપિયાની કોથળી પહેલી એની નજરે ચઢતી. એની પાછળ બીજું બધું ઢંકાઇ જતું.

બંગ દેશમાં કનક કન્યાનો દુકાળ કોઇ દિ' પડયો નથી. જરૂરિયાત પ્રમાણે ક્યાંક ને ક્યાંકથી આવી મળે. એટલે ધનવાન કન્યાના બાપની ઘણી ભાળ મળવા લાગી.

એક જગાએ વાતચીત થવા લાગી. છોકરી દેખવે કરવે કમ નહિ. ઉંમર તેર ચૌદ વરસની. મહાલક્ષ્મી બોલી, "તેર ચૌદ કહે એનો અર્થ સોળ સત્તર વરસની સમજવી. બિલકુલ પાકી ઢાંઢ હશે. એવડી બધી મોટી ઉંમરની કન્યા નહિ જોઈએ. એ તો છોકરાને વશ કરી લે."

આદિનાથે કહ્યું, "આ વંશનાં છોકરાઓ કદી બાયડીનો છેડો ઝાલીને ચાલ્યા હોવાનું સાંભળ્યું છે ? આપવા લેવામાં ગાડું અટકી નહિ પડે તો કન્યાની ઉંમરનો વાંધો આપણને નથી."

કન્યાનો બાપ રાજી થયો. મહાલક્ષ્મી પણ આનંદમાં આવીને અધીરી થવા લાગી. એના હાથમાં હોત તો તે લગનના દિવસો મારઝૂડ કરીને નજીક તાણી લાવત. પણ એ એના હાથની વાત નહોતી એટલે વાંકડાના રૂપિયા હાથમાં આવતાં વેંત પોતે કેવાં કેવાં ઘરેણાં ઘડાવશે તેની કલ્પના કરવામાં દિવસો પસાર કરવા લાગી.

પતિએ કરેલી વાત સાચી પડી. આ છોકરો જ ગયેલ લક્ષ્મીને પાછી લાવવાનો ખસૂસ. કન્યાનો બાપ પાંચ હજાર નગદ અને ઘરેણાંગાંઠા વગેરેમાં બીજા પાંચ હજાર આપવા તૈયાર થયો હતો. એને છોડીમાં એકની એક જ હતી એટલે આપવા કરવામાં બાપ બરાબર રીતે જાળવશે.

પણ માણસ ઘડે ને વિધિ ભાંગે. વસ્તુતઃ જે બન્યું એની સાથે મહાલક્ષ્મીએ પોતાના મનમાં જે ચિત્ર દોરી રાખ્યું હતું એને કશો જોગ મેળ ખાધો નહિ. નક્કી થયેલી તિથિએ બેંડવાજાં વગડાવતો આદિનાથ વરયાત્રા લઇને પુત્રનું લગન કરવા રવાના થયો. મહાલક્ષ્મી પડોશણો સાથે મોટે ઊજમે જાન પાછી વળે ત્યારે વહુભાતની તૈયારીઓ કરવા લાગી. કુળને શોભે એ રીતે વહુભાતનો જમણવાર કરવો પડશે જેથી પાડપાડોશીઓને દેખાડી શકાય કે એ તો ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ.

લગન થઈ ગયાં. વહુને લઇને વરરાજા આજે પાછા ફરવાના. સગાંવહાલાં ઘરમાં આઘાપાંછાં થવા લાગ્યાં. વધૂને ગૃહપ્રવેશ કરાવવાની ક્રિયા સર્વાંગ સંપૂર્ણ થાય એ તરફ મહાલક્ષ્મીનું બધું મન એકાગ્ર થયું હતું. બહાર ભૂંગળ શરણાઇઓ રહી રહીને ઊંચે સાદે રણકી ઊઠતી હતી. વધૂ ગૃહપ્રવેશ કરે તે વખતે એકી સાથે સર્વોચ્ચ સૂરે એ રણકી ઊઠશે.

મહાલક્ષ્મીના પિયેરથી એના નાનાભાઈની વહુ એક નાની છોકરી સાથે આવી હતી. ત્યાંથી બીજું કોઇ ખાસ આવ્યું નહોતું.

નણંદ ભોજાઈને વાતો થવા લાગી, 'હેં બેન, વહુ દેખવે બહુ સુંદર નથી એ વાત સાચી છે?'

મહાલક્ષ્મી એકદમ ગરમ થઈ ગઈ. 'કઈ બળ્યા મોંની એવી વાત કરે છે? એ કોઈ જોઈ આવી છે?'

ભાભી બોલી, 'એવી તો કેટલી યે વાતો લોકો ચલાવે, એણે ગરમ થયે કેમ પાલવે? ઘણાને મોઢે સાંભળ્યું એટલે થયું કે વહુમાં કંઈ ને કંઇ ખોડખાપણ હશે.'

એટલે તો મહાલક્ષ્મીનો ગુસ્સો વળી વધી ગયો. ખૂબ ઝાંઝમાં આવીને એ બોલી ઊઠી, 'કેમ મારો છોકરો કંઈ કાણોબાળો છે? એને પાંચ હજાર રૂપિયા મળે એવું નથી કંઈ? એનું કુળ કંઈ નાચ્યું છે? અમારા જેવું કુળવાન ઘર આ તરફ બીજું એકે તો બતાવો? પદ્મણીના જેવી કન્યા દઈને દશ હજાર રૂપિયા રોકડા આપતા તો લોકો આ ઘરમાં દોડયા આવે. મારા છોકરાના લગનમાં જ કેમ છિદ્ર નજરે પડે છે? આ કુટુંબમાં બીજા કોઈનાં લગન થતાં જોયાં નથી? આ ઘરમાં દશ હજારથી ઓછું આપીને કોઈ બાપની બેટી કદી આવી છે?'

એ વખતે બહાર બેંડવાજાં ને ભૂંગળ શરણાઈનો એકદમ હુલ્લુ ધ્વનિ થતાં ઘરમાંની બધી કચબચ ને ઘાંટાઘાંટી શમી ગઈ. બધાં ઊંચે શ્વાસે વહુને જોવા બહાર દોડી ગયાં.

વધૂના ગૃહપ્રવેશની ધમાલમાં મહાલક્ષ્મી પોતાના ધણીને વરની રકમ વિશે પૂછવાનો મોકો મેળવી શકી નહિ. વહુ દેખવે અતિ સુંદર નહોતી; તો યે ખરાબે નહોતી. છોકરાનું મોં ભારેભારે લાગતું હતું. મહાલક્ષ્મીએ એ જોઇ વિચાર કર્યો, 'કન્યા ખૂબ સુંદર નહિ મળી એથી છોકરો નારાજ થઇ ગયો લાગે છે.' પછી મનમાં હસીને બોલી, 'બૈરા માણસનું વળી રૂપ કેટલા દિ'? બે ત્રણ ખોળા

ભરાતાં પદમણી ને ખેતી કરનારી વચ્ચે રૂપમાં કોઇ તફાવત રહેતો નથી. મારી પોતાની જ વાત લો ને ?'

પાડપાડોશી વધૂ જોઇને મીઠાં મોં કરી વિદાય થયાં ત્યારે મહાલક્ષ્મીને નવરાશ મળી. ઓરડામાં જઇને જુએ છે તો આદિનાથ ગંભીર મોં કરીને સૂતો પડયો હતો. કંઇ અશુભની આશંકા જાગતાં મહાલક્ષ્મીનું હૃદય ધડકી ઊઠયું. નજીક જઈને પૂછ્યું, 'કેમ, આમ સૂનમૂન સૂઈ રહ્યા છો ?'

આદિનાથ બોલ્યો, 'સાંભળીશ તો બૂમાટા પાડીને ફળિયું બધું માથે કરીશ. પણ હું કહું છું, લોકો આગળ પોતાની મૂર્ખાઇ પહોળી કરવામાં ફાયદો શો ? ચૂપચાપ બેસી રહેવું જ ઠીક છે.'

વ્યગ્ર થઇને મહાલક્ષ્મીએ પૂછ્યું, 'શું થયું છે તે તો પહેલા કહો ?'

આદિનાથે કહ્યું, 'પલ્લાની રકમ મળી નથી.'

મહાલક્ષ્મી નખશીખ સળગી ઊઠી. ચિત્કાર કરતી એ ગરજી ઊઠી, 'તો એ બળ્યા મોંની વહુને લઇ શું કરવા આવ્યા ? વરને ઊઠાડી દેવાયો નહિ ?'

આદિનાથ બોલ્યો, 'એવું શી રીતે થાય ? કન્યાનો બાપ પડેલો ખાટલે. મારો હાથ ઝાલી આંખમાં પાણી લાવીને એ કાકલૂદી કરવા લાગ્યો કે ત્રણ મહિનામાં પલ્લાના પાંચ હજાર રૂપિયા પોતે જોખી દેશે. રૂપિયા નહિ આપી શકે તો કન્ય પાછી લઈ જવાનું એણે કહ્યું છે અને આપણે છોકરાને બીજી કન્યા પરણાવી આપવા છૂટાં, એ વાત પણ એણે પોતાને મોઢે મને કહી છે. બીજું શું કરી શકું ? બિલકુલ કસાઇની માફક, છોકરાને ઊઠાડી શકયો નહિ. મોટા ઘરની ચાલચરાણ જાળવી રાખવા જતાં ઘણીવાર છેતરાઈ એ

જવાય. ઘરેણાં વગેરે જે જે આપવાની બોલી થયેલી તે બધું બરાબર આપ્યું છે.'

ઊંચે સાદે મહાલક્ષ્મી બોલી, 'તમે એ બધુંને ધોઇ પીજો. દીકરાની વહુ શરીર ઉપર ઢગલો ઘરેણા લાદીને ફરશે. જોઈને હું તો સજ્જડ જ થઇ જઈશ. હાથમાંની ચૂડી રાખીને બાકીનું બધું વેચી સાટીને દીકરાને ભણાવ્યો. કીધું કે છોકરો મોટો થઇ સૌ સારાં વાનાં કરશે. પણ આવા ગમાર કયાંના તમે ? છિ છિ, ગળે ફાંસો ઘાલવાનું મને મન થઇ આવે છે. બધું નકામું, નખોદિયાની છોકરીને કાલે ને કાલે હું ઝાડુ મારીને હાંકી કાઢું.'

વિરક્તીભર્યે સ્વરે આદિનાથે કહ્યું, 'એવી ઉતાવળ શી છે ? ત્રણ મહિનામાં રૂપિયા નહિ ધરી દે તો એક શું એકવીસ ઝાડુ મારીને એને હાંકી કાઢજે જા.'

મહાલક્ષ્મી બોલી, 'સામેવાળે બોલી પાળી છે જે આપણે પાળીશું ?'

ગમે એટલી ગાજવીજ કરવા છતાં ધણી વિરુદ્ધ જઇને મહાલક્ષ્મી વહુને કંઈ કરી શકી નહિ, બળ્યાઝળ્યા વાતાવરણમાં વહુભાતની વિધિપતી ગઇ. વધૂ પોતાની સ્થિતિ સારી પેઠે સમજી ગઇ. પણ ભાગ્ય ઉપર ભરોસો રાખવા સિવાય બીજો કોઇ આરો ઉગારો નહોતો. બાપને એણે રોતો કકળતો કાગળ લખ્યો કે ત્રણ મહિનાની મુદતમાં એ રકમની જોગવાઇ કરી દે, નહિ તો એના ફૂટ્યા કપાળની દુર્ગતિને આડો આંક રહેવાનો નથી.

પણ દુર્ગતિ તો બંગાળી કન્યા જનમથી માંડીને મરણ પર્યંત કપાળે લખાવી લાવી હોય છે. નવવધૂ લલિતા એનાથી વંચિત રહી નહોતી. અનંત એને કંઇ ભારે સતાવતો નહોતો; તેમ એના પ્રત્યે પ્રેમ પણ બતાવતો નહિ. સાસુનાં વચનો જ બધાંથી વધારે કાતિલ

હતાં, પણ આંખમાંથી આંસુ સારવા સિવાય બાલિકાને મોંએથી એને માટે કશો જવાબ નહિ હતો. શ્વસુર સાથે તો એને કંઈ સંબંધ નહોતો. પલ્લાની રકમમાં છેતરીને જે વધૂએ એમના કુળવાન ઘરમાં પ્રવેશ કર્યો હતો તેને મનમાં મનમાં એઓ વધૂ તરીકે સ્વીકારી પણ શકતા નહોતા એટલે ઉપેક્ષા પ્રદર્શન કરવા સિવાય બીજું કશું એઓ કરી શકતા નહોતા.

પરિસ્થિતિ એટલેથી અટકી નહિ. ત્રણ મહિનાને અંતે નાણાને બદલે એવા સમચાર આવ્યા જે લલિતાના બાપની મરુ મરુ અવસ્થા હતી. એ જીવતા રહ્યા તો આવતે વરસે નાણા ગમે તે પ્રકારે ભરપાઇ કરી દેશે. હાલમાં તો લલિતાને કૃપા કરીને એનાં સાસરિયાં, પિયેર મોકલી આપે તો સારું. નાની દીકરીને જોવા માટે બાપનો જીવ તલસી રહ્યો હતો.

કહેવાની જરૂર નથી કે લલિતાના બાપની ભયંકર સ્થિતિના સમાચારથી આદિનાથના ઘરમાં શોકનું વાતાવરણ જામ્યું નહિ.

'લઈ જાવ, અભાગી કન્યાને કાયમને માટે લઇ જાવ.' મહાલક્ષ્મી વહુને ઝાડુ મારીને હાંકી કાઢવાની વેતરણમાં તો હતી જ. પણ કુલીન ઘરની રીતરસમ જાળવી રાખવાના આદિનાથના આગ્રહને લઈને લલિતા બચી ગઈ. અનંતે કંઇ હા ના કરી નહિ. માબાપનો તે સુપુત્ર હતો. એમની ઉપરવટ જઈને એ બોલી શક્યો નહિ. આંસુભરી આંખે ખરેખાત લલિતા જ્યારે વિદાય થઇ ત્યારે અનંતના હૃદયમાં જબરો આઘાત જરૂર થયો. પણ સસરાએ પોતાને કેવો છેતર્યો હતો એનો વિચાર કરીને એણે મન કઠણ કર્યું.

અનંતને ઘણા દિવસ વિરહ વ્યથા ભોગવવાની આવી નહિ. એની દ્વિતીય પત્ની મેઘમાળાએ જલ્દી આવીને ઘર અજવાળી દીધું. એ છોકરી લલિતા કરતાં દેખાવે રૂપાળી હતી. એકવાર વિવાહ થઈ

ગયેલા એટલે અનંતની કિંમત લગનના બજારમાં ઓછી થઇ ગઇ હતી. તેમ છતાં એને ઠીક ઠીક રકમ મળી. આ વેળાનો સસરો આપવા લેવાની બાબતમાં કંઇ ગોલમાલ કરી શકયો નહિ. મહાલક્ષ્મી મનપસંદ ઘરેણાં ઘડાવી શકી. મેઘમાળા પ્રત્યે એનું મન ખુશ ખુશાલ થઇ ગયું. કન્યાનું કુળ ભલે હલકું હતું. પણ એને સંસ્કાર સારા મળ્યા હતા. સાસુને એ દેવીની માફક પૂજતી.

સારીરીતે દિવસો જવા લાગ્યા. અનંત સિફારસને જોરે બેંકમાં નોકરી મેળવી શકયો ને હિસાબી માણસ હતો એટલે પૈસા પણ ઠીક ભેગા કરવા લાગ્યો. બાપમા જીવતાં હતાં એટલે પત્નીને કલકત્તા બોલાવી જઈ શકયો નહિ. અઠવાડિયે એકવાર ઘેર આવીને ગ્રાર્હસ્થ્યનો લાભ લઇદઈ જતો. બાકીના છ દિવસ વીસીના દોસ્તો સાથે પસાર કરીને જ સંતોષ માનતો.

લલિતાની કોઇએ ભાળ લીધી નહિ. તે લોકોએ પણ કંઇ સમાચાર મોકલ્યા નહિ. લોકોને મોઢે એના બાપના મરણના સમાચાર જાણવા મળ્યા. કોઇ કોઇ વાર અનંતનાં મનમાં લલિતાનું કોમળ મુખ અને આંસુભરી બે આંખોની સ્મૃતિ તાજી થતી પણ એની એને બહુ ઝાઝી અસર થતી નહિ.

ગુહ વંશની પડતીના દિવસો ઊઠી ગયા, હવે ચઢતીના દિવસો શરૂ થયા હતા. મહાલક્ષ્મીનાં ઘરેણાં થયાં. ભાંગેલા પૈતૃક ઘરની મરામત થઈ અને રંગરોગાન થતાં એનો દેખાવ બિલકુલ ફરી ગયો. નોકર ચાકરો ફરી આવ્યાં. આડોશી પાડોશીની ટીકા નિંદા કરવા સિવાય મહાલક્ષ્મીને બીજું કંઇ કામ રહ્યું નહિ. એની તરવારની ધાર જેવી જીભ અને પૂરતી નવરાશને કારણે અડખે પડખેનાં સૌ એનાથી બ્હીતાં રહેતાં. કોના ઉપર કયારે એની ખફા દૃષ્ટિ પડશે તે કહેવાય એમ નહોતું.

રવિવારે અનંત ઘેર આવતો ત્યારે જોતો કે મહાલક્ષ્મી થોડી પાડોશણોને લઈને સામાજીક અદાલત ખડી કરીને બેઠી હોય. અપરાધીઓ ગેરહાજર હોય. પણ એથી કંઈ જજમેંટ પસાર કરનારાઓના ઉત્સાહ કે આવડતમાં કશી ખામી આવતી નહોતી. બધાં ઉપર એમનું દંડચક્ર ફરતું રહેતું.

અનંત પૈસો અને સમય બંને બાબતમાં પૂરો ગણતરીબાજ માણસ હતો. આટલા બધા વખતનો દુર્વ્યય થતો જોઇને એનું મન બળી ઊઠતું, પણ ભાર દઇને માને કોઈ દિવસ એ કશું કહી શકતો નહિ.

એક દિવસ એનાથી રહેવાયું નહિ એટલે વાત ફેરવીને એણે કહ્યું, 'મા, આ બધી ડોશીઓને બીજું કંઇ કામકાજ નથી હોતું? જોઉં છું કે બધો વખત એ તમારી પાસે બેસીને તડાકા જ મારતી હોય છે. તારે તો કામકાજ કરવાનું હોય છે.'

દીર્ઘ નિશ્વાસ નાખી મહાલક્ષ્મી બોલી, 'મારે શું બીજું કામ ભાઈ? એકાદ છોકરું ય આ ઘરમાં નહિ પામી કે એને રમાડી જમાડીને વખત પૂરો કરું. તું મારો એકનો એક દીકરો. લગનને પણ ત્રણ વરસ થવા આવ્યાં. હું તો કંઇ જોઇ શકી નહિ.'

અનંતના મનમાં પણ એ સંબંધે શંકા ઉપસ્થિત થવા પામી હતી. માની વાત ઉપરથી એનું મન ભારે થઇ ગયું. મેઘમાળા તે દિવસે ગમે તેટલી મહેનત કરવા છતાં પતિના મોં ઉપર હાસ્ય લાવી શકી નહિ.

કલકત્તા આવ્યા પછી પણ અનંત માનો આક્ષેપ વીસરી શક્યો નહિ. વાતનો ખટકો રહી ગયો. આટલા દિવસ વહી ગયા. એકે સંતાન થયું નહિ. હવે શું થવાનું હતું? તો તો સર્વનાશ થઇ જાય! આવડો મોટો વંશ લોપ થઈ જશે. નિરપરાધી પ્રથમ

પત્નીને હાંકી કાઢવાની તો આ સજા નહિ હોય ? સંતાન ન થવાને કારણે એને ફરીવાર વિવાહ કરવાનું પણ માબાપ કહે. બિચારી મેઘમાળા, બાઇ બિચારી કરમમાં દુઃખ લખાવી લાવી લાગે છે.

બે ચાર વરસ ભલે જતાં. મેઘમાળાની ઉંમર ઓછી હતી. માબાપ આગ્રહ કરશે તો આ વખતે પોતે એને કલકત્તા લઈ આવશે, સારા દાક્તરને બતાવશે અને ચિકિત્સાની જરૂર હશે તો તે પણ કરાવશે. વારુ, લલિતાને ફરી નહિ બોલાવી લવાય ? નહિ, મેઘમાળા શોકનું ઘર કદી ચલાવી શકે નહિ. પરંતુ શોક તો એની નામરજી છતાં આવી પહોંચે એવો સંભવ હતો. તો પછી જે છે તે જ ભલે ને આવતી, બીજીનું શું પ્રયોજન છે ? લલિતા જીવતી છે કે નહિ, અને હોય તો ક્યાં છે તેની તપાસ કરાવવી જોઇએ.

આવા બધા વિચારો અનંત મનમાં મનમાં કરતો. મોઢેથી કોઇને એ કહેતો નહિ. પણ મેઘમાળા બુદ્ધિવાન નારી હતી. પોતા ધણીના મનમાં જે વાતનો ખટકો રાતદિ' રહેતો હતો તે પોતે સમજી શકતી હતી. કોની ચિંતા અનંત કર્યા કરતો હતો તે સમજતાં પણ એને વાર ન લાગી. કારણ, અનંત ગમે તેટલો ચૂપ રહેતો હોય પણ એની સાસુ ચૂપ રહે એવું માણસ નહોતું. એનાં મહેણાં તો આજકાલ વારંવાર સાંભળવા મળતાં હતાં. દોરા, ધાગા, તાવિજ, માંદળિયું વગેરે જ્યાંથી જે મળે તે એ લઇ આવતી ને વહુના શરીર ઉપર લાદતી. જોઈ સાંભળીને મેઘમાળાનું મન પણ ઘણું દબાઇ ગયું.

એવામાં અચાનક અદિનાથ માંદગીમાં પટકાઇ પડ્યો. થોડાક દિવસ પૂરતી તો મેઘમાળાને સંતાન ન હોવાની વાત દબાઈ ગઇ. મહિનાની રજા લઈને અનંતને ઘેર આવવું પડ્યું. ઘરમાં એવું કોઇ નહોતું કે રોગીની સમજણપૂર્વકની સારવાર કરે.

ગામ મોટું હતું. શાળા હતી, ઇસ્પીતાલ હતી અને પાસ થયેલો એક દાક્તર પણ હતો. શરૂ શરૂમાં એ દાક્તરના દવાદારુ ચાલવા લાગ્યાં. આદિનાથને બે દા'ડા સારુ રહે તો વળી બે દા'ડા ઊથલો મારે. એ રીતે અઠવાડિયું પસાર થઇ ગયું.

એક દિવસ સવારે દાક્તરે અનંતને બોલાવીને કહ્યું, 'જુઓ અનંતબાબુ, આપને હું એક વાત કહી રાખું. આપના પિતા રહ્યા વૃદ્ધ માણસ, ધીમે ધીમે ઓસરતા જાય છે. અહિં રહેશે તો તેઓ સાજા થઇ શકવાના નથી એમ તો હું કહેવા માગતો નથી પણ ઘરડી પાંખ, ખૂબ સાવચેત રહેવાની જરૂર છે. આપ જો એમને કલકત્તા લઇ જવા માગતા હો તો હમણા હમણા જ લઈ જાઓ, નહિ તો વધારે મોડું થઈ ગયા પછી દોડાદોડી કરવી પડશે.'

સાંભળીને અનંત થંભી ગયો. દાક્તરબાબુએ ગમે તેટલી મોળવીને વાત કહી હોય છતાં તે એટલું તો પામી ગયો કે રોગ અસાધ્ય થઇ પડયો હતો. તેને તે જ દિવસે એણે એક સંબંધીને કલકત્તામાં ઘર લઇ રાખવાનો તાર કરી દીધો ને પોતે ગાડીમાં રીઝર્વ ડબો મળી શકે એમ છે કે નહિ તેની તપાસ કરવા સ્ટેશને ઊપડયો. મા, પત્ની બધાંને લઇ જવા પડશે. કારણ કે મહાલક્ષ્મી સાથે ગયા વગર છોડે એમ નહોતી અને પત્ની એકલી રહે નહિ. એને પિયેર પહોંચાડી દેવાનો વખતે રહ્યો નહોતો. એ ઉપરાંત દરદીની સેવા સરભરામાં મદદ કરવા માટે પણ એની જરૂર હતી.

સદ્દભાગ્યે ઘર ને રીઝર્વ ડબો બધું મળી ગયું. દરદીને પાલખીમાં ઉપાડી મા ને પત્નીને ઘોડાગાડીમાં લઈ અનંત કલકત્તા જવા રવાના થયો. પાછળ બેલગાડીમાં એમનો સામાન આવતો હતો. આટલા દુ:ખમાં આવી પડવા છતાં અનંતને મનમાં મનમાં થવા લાગ્યું, 'એકી સાથે સોબસો રૂપિયા ખરચાઈ ગયા.'

કલકત્તા લઈ ગયા પછી આદિનાથની ચાકરી કરવામાં કશી મણા નહિ રહી. પરંતુ વૃદ્ધની દોરી તૂટવા આવી હતી. થોડા દિવસ દુઃખ ભોગવીને તે કુળવાન વંશનાં બધાં બંધનો કાપી નાખી મૃત્યુ પંથે પળી ગયો. મરતાં અગાઉ એ બોલતો ગયો કે પૌત્રનું મોં જોવા પામ્યો નહિ. મેઘમાળાના દિલમાં મૃત્યુના શોક ઉપરાંત બીજી પણ કંઈ આગામી વિપદ્‌ની આશંકાની છાયા ફરી વળી.

મહાલક્ષ્મીએ તો રડીને આકાશ પાતાળ એક કર્યાં. કોઈ બાજુએ એને માટે સાંત્વના રહી નહિ. એને જગત બિલકુલ ખારૂં લાગવા માંડ્યું. અનંતે કહ્યું, 'ચાલ મા, ગામ પાછાં જતાં રહીએ. હવે અહિં રહેવાનો શો અર્થ?'

મહાલક્ષ્મીએ વાંધો ઊઠાવ્યો. 'એ ઘર તરફ હવે હું જોઇ પણ શકવાની નથી. બધી અદેખીઓની મનકામના પૂરી થઈ. શરીર ઢંકાય એટલાં ઘરેણાં પહેરતી તે અદેખીઓથી જોયું જાતું નહોતું. હવે મને જોઇને એમની આંખ ઠરશે. એમને હવે આ અભાગિયું મોં બતાવવા હું નથી જવાની.'

અનંત બોલ્યો, 'ઘર બધું ભૂતના માળા જેવું થઇ જવાનું. એમ કંઈ ચાલે કે મા? આપણું કપાળ ફૂટેલું, એટલે તો બાપાજી ઊઠી ગયા. પરંતુ તો યે સંસાર તો ચલાવવો પડશે? ઘરબાર નષ્ટ કરી દેવાથી કંઈ ચાલવાનું હતું?'

સહેજ શાંત ભાવે મહાલક્ષ્મી બોલી, 'તું જ મારું ઘરબાર ભાઈ. તું જીવતો રહે એટલે બસ. કોને વાસ્તે એ બધાં ઘરબાર સંભાળવા જવાનાં? તને તો છૈયાંછોકરાં કશું છે નહિ. આપણા મરી પરવાર્યા પછી ઘરબાર બળ્યામોંના કુટુંબીઓ જમી જવાના. એમને માટે ઘરબાર સાચવવાની જરૂર નથી. ભલે આપણી નજર આગળ બધું ધોવાઈ ખવાઈ જતું.'

અનંતને હૃદયમાં એક જોરદાર આંચકો લાગ્યો. વાત તો સાચી જ હતી ને ? કોને માટે પોતે પૈસા પેદા કરતો હતો, ઘરબાર વધારતો હતો ? તેનું પોતાનું ઘર તો સંતાન વિનાનું સ્મશાન જેવું જ રહ્યું હતું.

રાતે મેઘમાળાએ પૂછયું, 'કેમ પછી અહિં રહેવાનું જ નક્કી કર્યું કે ?'

અનંતે જવાબ આપ્યો, 'શું કરવું તે સમજાતું નથી. બાપનું શ્રાદ્ધ તો ગામ જઇને જ કરવું પડશે. એ પછી મા જો રાજી નહિ થાય તો અહિં વસવાટ કરવાની વ્યવસ્થા જ કરવી પડશે. એક રીતે એ પણ ઠીક જ થશે. તને અહિં લઇ આવવાની મને ઘણા વખતથી ઇચ્છા થયા કરતી હતી. અહિં રહીને તને કોઇ દાક્તર બાક્તરને બતાડવી પડશે.'

મેઘમાળા મ્લાન હસીને બોલી, 'કેમ, છોકરાં થતાં નથી તેથી ?'

અનંત બોલ્યો, 'એ માત્ર હસી કાઢવા જેવી વાત નથી. હું માબાપનું એકનું એક સંતાન હતો. મને વારસ નહિ હોય તો વંશ અમારો બિલકુલ સાફ થઈ જાય. એ કાંઇ નાનીસૂની વાત કહેવાય ? મારો વંશ કંઇ જેવો તેવો વંશ નથી.'

મેઘમાળા બોલી, 'આટલા દિ' જ્યારે કંઇ વળ્યું નહિ તો હવે દાક્તર દેખાડવાથી શો શુક્કરવાર વળવાનો હતો ? એમ કરો. તમે બીજીવાર વિવાહ કરો.'

પોતાના ધણીનું મન પારખું કરવા અને થોડી ઠઠ્ઠાની દૃષ્ટિએ મેઘમાળાએ એ વાત કરી જોઈ. વાત કરીને ધણીના મોં સામે જોઈને એનો જીવ સડક થઈ ગયો. અનંતે ગંભીર ભાવે કહ્યું, 'ભાગ્યમાં એવું કરવાનું લખ્યું હશે તો વિવાહે કરવો પડે.' મેઘમાળાના મોઢામાંથી પછી કોઈ વાત નીકળી નહિ.

અનંતની ચિંતાનો પાર નહોતો. આદિનાથના મરણના સમાચાર આપવા સારું લલિતાને પિયેર માણસ મોકલ્યો હતો. એની મારફત જાણવા મળ્યું જે એ કુટુંબનું કોઇ હવે એ ગામમાં રહેતું નહોતું. રહેવાનું ઘર પણ ભાંગી પડયું હતું. લલિતાના માબાપ મરી પરવાર્યાં હતાં. એમના છોકરાઓ કામધંધાર્થે ભારતવર્ષની ચોદિશે ફેલાઇ ગયા હતા. કોણ કયાં છે તેનો પત્તો પણ નહોતો.

અનંત ખૂબ નારાજ થઈ ગયો. લલિતાને ફરીવાર બોલાવી શકાત તો ઘણી રીતે સરળ થઇ પડત. હવે બીજી વાર લગન કરે તો ભાઇબંધ સંબંધીઓમાં એ ફજેત ફજેત થઇ જવાનો. એ લોકો કારણ સમજવાના નથી. ઉચ્ચ કંઠે નિંદા કરીને રાજી થશે. જેની બે સ્ત્રી જીવતી હોય એવા વરને ત્રીજી કન્યા આપવા માટે નાતજાતમાં પણ કોઈ ઉત્સાહ બતાવવાનું નથી પછી ગમે તેવા કુલીન ઘરનો નબીરો કેમ ન હોય પોતે. જે છોકરીને કોઈ લઈ જતું નહિ હોય એવી ગામના ઉતાર જેવી પોતાને ભાગે આવશે. પણ મેઘમાળા જેવી રૂપગુણવતી સ્ત્રીને હડસેલી દઇને ભૂતડી જેવી કોઈ સ્ત્રી સાથે પોતે સંસાર શી રીતે ગબડાવશે ? મેઘમાળાની દશા પણ શી થવાની ? ચિંતામાં ને ચિંતામાં પોતે આડુ અવળું વેતરી નહિ બેસે એની એને ફિકર થવા લાગી. લલિતાને પાછી આણી શકાય તો એક કાંકરે બે નહિ અનેક પંખી મારી શકાય. ફજેતીને બદલે વાહવાહ બોલાય અને પોતાની લાગણી પણ નહિ દુભાય. મેઘમાળાને પક્ષે પણ નવી શોકય આવે એના કરતાં જૂની પાછી આવે એ વધારે પસંદ કરવા યોગ્ય હતું. કારણકે જૂનીનો હક્ક એના કરતાં પહેલાંનો હતો. લલિતા છે એ જાણીને જ મેઘમાળાને એના માબાપે પોતા વેરે પરણાવી હતી. એટલે એ લોકો તરફથી પણ કોઈ પ્રકારની મુશ્કેલી આવે એમ નહોતું. લલિતા છોકરી ભારે મઝાની. રૂપવતી ભલે નહિ હોય તો પણ અનંતને પક્ષે એ બંને સ્ત્રીઓને સાથે રહેવામાં રાજી કરવાનું મુશ્કેલ નહોતું. પણ લલિતાની તો કંઇ

ખબરે નહિ મળી. એક દિવસ અપમાન અનાદર કરીને જેને વિદાય કરવામાં આવી હતી—આજે તેના આદર અભ્યર્થનાને માટે પોતાનાં દ્વાર ખુલ્લાં મૂકયાં તોય તે આવી નહિ. ભારતવર્ષનાં ત્રીસ કોટિ માણસોના મેળામાં એ નારી કયાં ખોવાઈ ગઈ હતી તેનું નામ-નિશાને મળ્યું નહિ.

વતનમાં જઇને બાપનું શ્રાદ્ધ વગેરેથી પરવારીને અનંત મા અને પત્ની સાથે કલકત્તામાં આવીને રહેવા લાગ્યો. પહેલાંની માફક જ દા'ડા જવા લાગ્યા. મેઘમાળાની ચિકિત્સા પાછળ અનંત પાણીની પેઠે પૈસો વાવરવા લાગ્યો. મહાલક્ષ્મી પણ અતિ ઉત્સાહપૂર્વક કવચ, તાવિજ વગેરેની વ્યવસ્થા કરવા મંડી પડી. પરંતુ મેઘમાળાની આશા દહાડે દહાડે લોપાતી ચાલી.

તોય પત્નીની ઉંમર ઓછી છે કહીને અનંત હિંમત હાર્યો નહિ. હજી બે ચાર વરસ ભલે પસાર થતાં. પછી અનંત મેઘમાળાને સમજાવી પટાવીને ફરીવાર લગન કરશે. મેઘમાળાનો પોતે રજ માત્ર અનાદર નહિ કરે, ગૃહિણી તો તે જ રહેશે, નવી વહુ એની હેઠ રહેશે.

હમણાની મહાલક્ષ્મી પણ પથારીવશ રહેવા લાગી છે. એને જટિલ વ્યાધિ લાગુ પડયો છે. પણ દાકતરને બતાવવાની વાત નીકળતાં જ ભભૂકી ઊઠતી. એટલે થોડો વખત દવાદારૂ વિના જ પસાર થયો.

પણ એક દિવસે વાત વધી ગઇ. અનંતે ઘેર નહોતો. એ ઑફિસે ગયો હતો. નોકર ચાકર પણ ખાઈ પરવારીને રવડવા નીકળી પડયા હતા તે ચાર વાગે પાછા આવવાના. ઘરમાં માત્ર માંદી સાસુ, વહુ અને એક ઘરડી ચાકરડી એટલાં હતાં. ચાકરડીને એણે કહ્યું, 'અરે, કોઇને બોલાવ. એમને ગમે તે રીતે ખબર મોકલવી જોઈએ.'

ચાકરડી બોલી, કોને બોલાવું વહુ મા ? બપોરટાણે ઘેર કોણ હોય ? બધા પોતપોતાને કામેધંધે બહાર નીકળી ગયેલા.'

આકુળ વ્યાકુળ થતી મેઘમાળા બોલી, 'તો હવે શું થશે ?' નોકરડી બોલી, 'એક કામ કરીએ વહુ મા. પોળને નાકે મોટા રસ્તાની પડખે એક બાઇ દાકતર છે. ખૂબ હોંશિયાર દાકતર છે. એને બોલાવી લાવું.'

મેઘમાળાના જીવમાં જીવ આવ્યો. એ બોલી, 'તો જા. જલ્દી દોડ. પૈસા એ આવશે એટલે મોકલી આપીશું.'

વૃદ્ધ નોકરડી ઊતાવળી ગઇ. પંદર વીસ મિનિટમાં, આધુનિક સાજમાં સજ્જ થયેલી એક યુવતીને લઇને તે પાછી આવી. એના હાથમાં એક નાની હેન્ડબૅગ હતી.

મેઘમાળાને જોઇને લેડી દાકતરે પૂછ્યું, 'કોણ માંદુ છે ? શી માંદગી છે ? આપની નોકર બરાબર કહી શકી નથી.'

મેઘમાળા બોલી, 'આપ આ ઓરડામાં આવો. મારાં સાસુ માંદાં છે.'

લેડી દાકતર ઓરડામાં ગઇ. બાઇ દાકતર, ઉંમર નાની, દેખાવ પણ આકર્ષક હતો. જોઇને મહાલક્ષ્મી રાજી થઇ. એટલે બીજા દાકતરની બાબતમાં એ વાંધો કાઢતી તેવું આ વખતે કશું કર્યું નહિ. યુવતીએ એને ખબરદારીથી તપાસી. જરૂરી સવાલો પૂછી પરિસ્થિતિ જાણી લીધી. પછી ઘરડી નોકડીને પોતાને દવાખાને મોકલી જરૂરની વસ્તુઓ મંગાવી લીધી. કલાકેકની મહેનત પછી મહાલક્ષ્મીને થોડો આરામ થયો એટલે દાકતરે વિદાય લીધી. જતી વખતે કહેતી ગઇ કે કંઇ વધારે પડતું લાગે તો ફરી એને ખબર આપવી. પોતે નહિ હોય તો દવાખાનામાં બેચાર નર્સ હશે તેમાંથી કોઇ આવીને મદદ કરવા લાગશે.

મેઘમાળાએ કહ્યું, ' એ ઘેર આવશે એટલે આપની ફી મોકલી આપીશું. '

હસીને લેડી ડાકતર બોલી, ' એને માટે ફિકર કરવાની જરૂર નથી. અનુકૂળતાએ મોકલાવી આપજો. ' કહીને તે ઉતાવળે ચાલી ગઈ.

મેઘમાળા સાસુ પાસે ગઇ. સાસુ ખૂબ અધીરી બની ગઈ હતી. વહુને એણે પૂછ્યું, ' વહુ મા, કેટલા વાગ્યા હશે ? છોકરાને આવવાનો વખત નથી થયો ?'

અનંત તે દિવસે અચાનક થોડો વહેલો આવી પહોંચ્યો. મેઘમાળાએ દોડીને એને કહ્યું, ' ઠીક કર્યું વહેલા આવ્યા. બચી ગઇ. મા તો જાઉં જાઉં કરતાં બચી ગયાં. એમને મળવા ચાલો. તમને જોવા માટે તલપાપડ થઈ રહ્યાં છે. ડાકતરને ફી આપી નથી. તમે આવશો એટલે મોકલાવી દેવાનું કહ્યું છે. '

પોતાનું શરીર ઠીક ન લાગવાથી અનંત ઓફિસેથી વહેલો આવ્યો હતો. આવતાંવેંત માની માંદગીની ખબર સાંભળી પોતાનું દુઃખ ભૂલીને એ માતાની પથારી પાસે દોડી ગયો.

દીકરાને દેખતાં જ મહાલક્ષ્મી બોલી ઊઠી, ' આવી પહોંચ્યો ! પણ તારું મોં ખૂબ કરમાયલું લાગે છે ને ?'

અનંત બોલ્યો, ' મારા મોંની ચિંતા પછી કરો. પોતે તો સાંભળ્યું કે જતાં જતાં રહી ગયાં. હવે ચાખ્યું ને દવાદારૂ ન કરાવવાનું ફળ ?'

' ઘરડી તો થઈ ગઇ છું ભાઇ. હવે કેટલો કાળ જીવવાની ! તું હોય એવામાં જ સુખરૂપે મરું તો ભવ તરી. ' મહાલક્ષ્મી બોલી.

અનંત બહાર નીકળ્યો. મેઘમાળાને કહ્યું, 'શરીરમાં તાવ જાણે ભરાયો છે. હમણાં કંઇ ખાવુંકરવું નથી. ઘડિક આડેપડખે થાઉં છું.'

મેઘમાળા બોલી, 'થયું ત્યારે. હવે માની સારવાર કરું કે તમારી? કહેવત છે ને કે દુઃખ આવે ત્યાર કદી એકલદોકલ નહિ, સાથે આવે.'

અનંતે કહ્યું, 'શું થાય ત્યારે? માંદગીને તો કોઈ નોતરીને બોલાવી લાવતું નથી. માંદગી આવે, એનો ઉપાય શો?'

ખરેખર, અનંતને ભારે તાવ આવ્યો. મેઘમાળા બિચારી ગભરાઈ ગઇ. કોને સંભાળવું તેની વીમાસણમાં તે પડી ગઈ. સાસુની સુશ્રષાની જવાબદારી નોકરડી ઉપર નાખે તો સાસુ કોપી ઊઠે, અને ધણીની પથારી છોડવા એનો જીવ નહિ ચાલે.

ઉભયસંકટ દેખી અનંતે કહ્યું, 'હવે પૈસાનો વિચાર કર્યે ચાલે એમ નથી. તારી પેલી મિસ મિત્રને કહીને મા વાસ્તે નર્સનો બંદોબસ્ત કર. એ ઘરડી નોકરડી કશું કરી શકતી નથી એટલે મા ગુસ્સે થઇ જાય છે.'

નોકરડીને મોકલીને મેઘમાળાએ ફરીવાર દાક્તર મિસ મિત્રને તેડાવી. તે આવી એટલે નર્સની વ્યવસ્થા કરવાની વિનંતી કરીને મેઘમાળા અનંતના ઓરડામાં ચાલી ગઇ. એકલો પડતાં અનંત અકળાઇ ઊઠતો હતો.

લેડી દાક્તર જઇને મહાલક્ષ્મી પાસે બેઠી. મહાલક્ષ્મી એને જોઇને બોલી, 'આવ બેટા, આવ. એક દા'ડામાં તારા ઉપર મમતા જાગી છે. તારૂં નામ શું બેન? દાક્તર કહીને કંઇ બાઈ માણસને બોલાવાય?'

લેડી દાકતર બોલી, 'મારૂં નામ લલિતા મિત્ર.'

મહાલક્ષ્મીએ કહ્યું, 'લગનબગન થયાં નથી શું ? આ કામમાં જ પડી ગયાં છો ? આંખે આવડાં મોટાં ચશમા મારા બાપા ! આંખ ખરાબ છે કેમ ?'

મિસ મિત્રે કહ્યું, 'હાં, ખરાબ છે. આજે આપને કેમ લાગે છે ?' કહીને તે મહાલક્ષ્મીને આડીઅવળી વાત કરવાનો વખત નહિ મળે એ રીતે કામની વાત પૂછવા લાગી.

એ વખતે મેઘમાળા આવીને ઓરડામાં દાખલ થઈ. મહાલક્ષ્મીએ એને પૂછ્યું, 'હમણાં છોકરાંને કેમ છે વહુ મા ?'

મ્લાન મુખે મેઘમાળા બોલી, 'ફરીવાર તાવ તો ચઢ્યો છે.'

લલિતાએ પૂછ્યું, 'રોજ એ પ્રમાણે થાય છે કે ?'

મેઘમાળા બોલી, 'હાં, આટલી દવા ખાય છે તો ય સારું થતું નથી.'

'લેડી દાકતરે કહ્યું, 'થોડા ઘણા દિવસ હવાફેરે ઊપડી જાવ. આવા પ્રકારની માંદગીઓની સારામાં સારી દવા હવાફેર. એમને શહેરમાં રહેવું હવે યોગ્ય નથી.' મહાલક્ષ્મી તરફ ફરીને એ બોલી, 'આપને પણ હવાબદલો થવાથી આરામ થશે.'

મહાલક્ષ્મીએ કહ્યું, 'મારો આરામ આગ્રે રહ્યો બેન. છોકરાની માંદગી જોઇને શરીરમાં લોહી સૂકાઇ જાય છે. એ જીવતાં મારું મોત નીપજે તો ગંગા નાહ્યાં. મારે કંઇ સાતપાંચ છોકરાં નથી. એટલો એકનો એક છે.' ઘરડી નોકરડી આવીને લલિતાને કહી ગઇ, 'એક નાનો છોકરો આવીને આપને બોલાવે છે.'

લલિતા એકદમ ઊભી થઇ ગઇ ને બોલી, 'ઠીક, હવે હું રજા લઉં છું. કાલે સવારે જ હું નર્સ મોકલી આપીશ.'

મહાલક્ષ્મીએ પૂછ્યું, 'છોકરો કોનો બેન? તેં તો વિવાહે કર્યા નથી?'

સહેજ અપ્રસ્તુત સૂરે લલિતાએ કહ્યું, 'એક છોકરાને મેં ઊછેર્યો છે, તે જ એ.' કહીને ઊભી ન રહેતાં એ બહાર નીકળી ગઈ.

મોં વંકાવીને મહાલક્ષ્મી બોલી, 'એ બધી ખ્રિસ્તી ચાલવાળી છોડીઓનો ભરોસો નહિ. કોના દિલમાં શું હોય છે તે કહેવું મુશ્કેલ.'

અનંતની માંદગી ઓછી થવાનું કોઇ લક્ષણ માલમ પડ્યું નહિ. એના દાકતરે પણ છ એક માસ માટે કોઇ હિલ સ્ટેશને જઇને રહી આવવાની એને સલાહ આપી.

અનંત બિલકુલ લેવાઇ ગયો હતો. એને શો રોગ હતો અને એનો અંજામ શો આવશે એ સંબંધમાં એને કશી સમજણ પડતી નહોતી. ગુરુવંશ એની સાથે જ ભસ્મસાત થઇ જવાનો, એ વાતનું દુઃખ પણ મોતની બીકની સાથે સાથે એને અકળાવતું હતું.

મેઘમાળાએ આવીને કહ્યું, 'સાંભળો, મા કહે છે કે એમના ઓરડામાં ખુલ્લો પવન આવે છે. તમને તેમાં જવાનું એઓ કહે છે. તે તો લગીર આઘાંપાછાં યે થાય છે. તમે તો પથારી જ છોડતા નથી.'

વાંધો ઊઠાવવા જેટલી શકિત પણ અનંતમાં રહી નહોતી. લાચારભાવે એણે કહ્યું, 'સારું.'

નોકરચાકરને બોલાવીને અનંતના ઓરડામાંની વસ્તુ માના ઓરડામાં ખસેડવામાં આવી. અનંતની પથારી પણ ત્યાં ગઈ.

સવારમાં મેઘમાળા અનંતને માટે ખાવાનું બનાવતી હતી. અનંત એકલો પથારીમાં પડ્યો પડ્યો વિચારે ચઢી ગયો હતો. 'કોણ જાણે હવે એને કેટલા દિ' કાઢવાના બાકી હતા? મા અને

પત્નીની પોતે શી વ્યવસ્થા કરી જશે ? એમની સંભાળ કોણ રાખશે ? '

એકાએક કોકનાં આવવાનાં પગલાંથી ચમકીને અનંતે બારણા તરફ નજર ફેંકી એ કોણ ? પ્રેતમૂર્તિ કે માનવી ?

બાઈ પણ એકદમ ઓરડામાં પેસીને થંભી ગઈ હતી. અસ્ફૂટ શબ્દે એ બોલી, ' આ ઓરડામાં મા હતાં ને જાણે ? '

અનંતે કહ્યું, ' હા, કાલ સાંજથી મારી પથારી અહિં લાવવાનાં આવી છે. પણ તમે કોણ છો ? મારી આંખ તો ભુલાવામાં નથી પડી ને ? તમે કોણ લલિતા ? '

બાઈએ આંખ ઉપરથી ચશમા ઉતારીને કહ્યું, ' એક જમાનામાં હતી ખરી. હાલમાં તો હું મિસ લલિતા મિત્ર; લેડી ડૉકટર છું. '

અનંત બોલ્યો, ' ભારે નવાઈની વાત ! મા તને આટલા દા'ડા સુધી ઓળખી શકી નહિ ? રોજ તો તું એની પાસે આવે છે ? '

લલિતાએ જવાબ આપ્યો, ' એમણે કદી મારા મોં તરફ સારી રીતે નજરે નાંખી'તી શું ? પહેલ પ્રથમ તમારા ઘરમાં પગ મૂકયો ત્યારે એક જ વાર મારા તરફ એમણે ધારી ધારીને જોયું હશે. તે પછી તો નાક સુધી ઘૂમટો તાણીને ફરતી. મને જોવા કોણ આવતું હતું ? તમારી મા તો ગાળ દેવામાંથી જ પરવારતાં નહોતાં. એ સિવાય દશ વરસમાં માણસનો ચહેરો ઘણો બદલાઈ જાય. અને આંખ ઉપર હું હંમેશાં જાંબલાં ચશમા પહેરી રાખું છું. '

એ જ વખતે આઠ નવ વરસના એક નાના છોકરાએ ઓરડામાં પ્રવેશ કર્યો, આવીને કહ્યું, ' જો બા, તું કેવી ભૂલકણી છું ? બૅગ ઘેર રહેવા દઈને જ અહિં આવી પૂગી. '

બૅગ લઇને લલિતા બોલી, ' જા, જા, બધી વાતમાં જ તારું ડહાપણ. તને લઇ આવવાનું કોણ કીધું ? ઘેર જા. '

અનંતે એને અટકાવીને કહ્યું, ' એને થોભવા દે. સારો કરીને મને જોઈ લેવા દે. લલિતા આ છોકરો કોનો ? '

મોં ફેરવી લલિતા બારીમાં થઇને બહાર જોઇ રહી. અનંત ખાટલામાંથી ઊઠીને ઊભો થયો. પછી કહ્યું, ' કેમ આને શા માટે છુપાવી રાખ્યો હતો ? જાણે છે, એક છોકરાના અભાવે મારું જીવન સમસ્ત વ્યર્થ થવા બેઠું છે તે ? નિશ્ચિંત થઈને હું મરી પણ શકતો નથી. '

લલિતા બોલી, ' પારકી જીંદગી ધૂળધાણી કરતાં તમે લોકોએ એક મિનિટ વિચાર સરખો કર્યો હતો કે ? '

અનંતે કહ્યું, ' એની સજા બહુ થઈ ગઈ છે. હવે તું પાછી આવ. છોકરાને મને આપ. '

એકદમ લલિતાનો ચહેરો સખત થઇ ગયો. તે બોલી, ' કોણે કીધું એ તમારો છોકરો છે ? એને ઊછેરીને મેં મોટો કર્યો છે. '

દગ્ધ કંઠે અનંત ચિત્કાર કરતો બોલ્યો, ' તું ખોટી વાત કહે છે લલિતા. '

લલિતા બોલી, ' ખોટી વાત કહું છું, પછી ? પણ સાચીખોટી વાતની સાબીતી તમારાથી થઈ શકવાની નથી. '

કહીને તે અક્કડ પગલે ઓરડો છોડી જતી રહી.

**સીતાદેવી.**



૯

# ચૂડીવાળો

'**ફૅન્સી** બંગડી, કાચનાં વાસણ જોઈએ તો, ર......બ્બરનાં ફૂગ્ગા રમકડાં ભાઈ.'

બપોરીવેળા જ્યારે ઊની લા'ય કાઢતો ઘામ ધખતો હોય, પોળના રસ્તાઓ ઉપર લોકોની અવરજવર લગભગ બંધ હોય ને ઘરમાં ઢાંકોઢૂંબો કરી પરવારીને ગૃહિણીઓ ઘડિક આરામ કરવા આડેપડખે થઇ હોય તે વખતે પોતાની છાબ માથે ચઢાવીને ચૂડી-વાળો પોળપરાંમાં, 'ફૅન્સી બંગડી, કાચનાં વાસણ જોઇએ તો, ર...બ્બરના ફૂગ્ગા રમકડાં ભાઇ.' કરતો બૂમો પાડતો ફરતો માલમ પડે છે.

પોળના એક ખૂણામાં આવેલા ઘરની બારી લગરીક ખોલીને એક કિશોરી બાળાએ હાંક મારી, 'ઓ ચુડીવાળા, **ચૂડી**વાળા, આ આ ઘરમાં લાવ.'

ચૂડીવાળાએ બેઉ હાથે માથા ઉપરની છાબડી અદ્ધર ઊંચકી ઊંચે પડખે જોઈ બૂમ મારી, 'કઈ બાજુ, કોણ બોલાવે છે બેન?'

કિશોરી બોલી, 'અહિં જો, આ ઘરમાં.'

ચૂડીવાળાએ જોયું લાલ કોરવાળી સાડી પહેરેલી કોઇ એક ચારુ દેહી સુંદર કિશોરી અડધો ઘૂમટો તાણીને બારી આગળ ઊભી હતી. સાડીની લાલ કોર એના માથાના સેંથામાં પૂરેલા સિંદૂરની ચમકતી રેખાની માફક ઝગઝગ થતી હતી. કિશોરીને નાકે હીરાકણીની નથ ને કાને લટકતાં કુંડળ એના દેહના વાન સાથે ભળીમળી જઇને જાણે છુપાઈ ગયાં જેવાં જણાતાં હતાં. એને જોતાં વેંત જ બુઢ્ઢા અલિ-જાનનું દિલ બહેલી ઊઠયું. એનાં જેવું દૃષ્ટિપ્રાસાદિક સ્વરુપ એણે કદી જોયું નહોતું. અનેક સુંદરી રમણીઓને એણે બંગડીઓ વેચી હતી, પરંતુ એમાં કોઈને જોઇને એને કદી આજના જેટલી દિલ-ચસ્પી ઊપજી નહોતી. તે હાથ ઉપર અદ્ધર કરેલી છાબડી પાછી માથા ઉપર મૂકીને ઘરના આંગણામાં જઈને ઊભો.

કિશોરી ઓટલાના પગથિયાં ઊતરી નીચે આવીને ચૂડીવાળાને પૂછવા લાગી, 'લાલ ચૂડી છે ચૂડીવાળા?'

ચૂડીવાળો બોલ્યો, 'છે મા. કોના હાથની જોઈએ છે? તારા હાથની?'

માથું ધુણાવી કિશોરીએ જવાબ આપ્યો, 'હા.'

બુઢ્ઢા અલિજાને માથા પરની છાબડી ભોંયે ઉતારી ઉપરનું ઢાંકણું ખોલતાં ખોલતાં હસીને કહ્યું, 'પણ લાલ ચૂડી તો તારા લાલ હાથમાં બરાબર ઓપશે નહિ મા! રંગેરંગ મળી જશે. તારા રંગવરણા હાથમાં કાળી ચૂડી ઓપી ઊઠશે, કાળી ચૂડી આપું?'

કિશોરીના મોં ઉપર શરમનાં લાલ શેરડા પડ્યા. એણે કહ્યું, ' નહિ, લાલ ચૂડી બતાવ. '

બુઢ્ઢો હસીને કહેવા લાગ્યો, ' મા મારી, લાલ રંગની ભગત લાગે છે. લાવ તારો હાથ પહેરાવું. '

લજ્જિત સ્વરે કિશોરી બોલી, ' નહિ, તું ચૂડી લાવ. હું જોઇ લઉં છું. '

ચૂડીવાળો બોલ્યો, ' તારા હાથમાં પહેરાવી નહિ દઉં મા ? '

કિશોરી બોલી, ' નહિ. મા મને પહેરાવી દેશે. '

બુઢ્ઢા ચૂડીવાળાએ કહ્યું, ' નહિ મા. એ નહિ બને. આ તારા લાલ રંગોળી જેવા હાથમાં હું જ તને લાલ ચૂડી પહેરાવી દઇશ. નહિ તો રહેવા દે, મૂઈ મારે ચૂડી નથી વેચવી. '

બુઢ્ઢો મનમાં વિચારવા લાગ્યો કે પોતે કેટલા વખતથી એ ધંધો કરતો આવ્યો હતો ? અને એ દરમ્યાન એણે કેટકેટલી રમણીઓના નાજુક સુંદર હાથો પોતાના હાથમાં લઇને એમાં બંગડીઓ ચઢાવી હતી ! કેટલીના સ્પર્શે એને ક્ષણેક માટે વિચલિત કરી મૂક્યો હતો ? છતાં કોઇ એને આજના જેટલો મુગ્ધ કરી શકી નહોતી. એને થવા લાગ્યું, કે પોતે એ સુંદરી કિશોરીના હાથે આજે બંગડી નહિ પહેરાવી શકે તો આટલા વરસોનો એનો ચૂડીવાળાનો ધંધો મિથ્યા પરિશ્રમ જેવો જ હતો. એ હાથની શોધમાં તો તેણે બળતાઝળતા તડકામાં, ગલીએ ગલીએ, નાકે નાકે, ઘેર ઘેર રવડી રવડીને જીવનસમસ્ત વીતાવ્યું હતું ! જ્યારે એ કિશોરીએ એને હાથે ચૂડી પહેરવાની ના કહી એટલે બુઢ્ઢો બોલી ઊઠ્યો, ' તો ભલે પહેરાવવા નહિ દે તો મૂઈ ચૂડી, વેચવી જ નથી. '

એ સાંભળી કિશોરી ખૂબ શરમાઈ ગઇ. તેણે કશું બોલ્યા કર્યા વિના ધીમે પગલે આગળ આવીને બુઢ્ઢાની છાબ પાસે બેસી એના

સુંદર કોમળ હાથ બુઢ્ઢા તરફ લંબાવ્યા–એના મુખ ઉપર લજ્જાનાં શેરડા એની સાડીની લાલ કોરના પડછાયાની જેમ ફૂટી નીકળતાં હતા.

લાલ રેખાવાળી દૂખ ઉપર ખીલુ ખીલુ કરતી કમળની કળીના જેવી કિશોરીના હાથની મૂઠી પોતાના બેઉ હાથમાં લઈને બુઢ્ઢા અલિજાને હૃદયનિષ્ઠ સમસ્ત સ્નેહના આવેગભારે દાબીને ચૂડીનું માપ જોઈ લીધું. એના મનમાં થવા લાગ્યું પોતે જાણે કોમળ પદ્મની કળીના જેવા હાથને પોતાની આંખના આંસુથી ઢાંકી દે અને એ પછી પોતાનો ધંધો ફંગોળી દઈને ખાલી હાથે ચાલ્યો જાય તો જ એના ચંપાઈ રહેલા સ્નેહનો આવેગ થોડોઘણો ચરિતાર્થ થાય ને પોતે શાંતિ અનુભવે.

ચૂડીવાળો કિશોરીની મૂઠી પોતાના હાથ વડે દાબીચાંપીને ચૂડીની એક પછી એક સેર ચઢાવવા લાગ્યો. દુઃખથી કિશોરીનું મોં જરાક કટાણું થતાં એ દુઃખ જાણે હજારગણું થઈને બુઢ્ઢાની છાતીએ ચોંટી જતું હતું. બુઢ્ઢો કહેતો, 'બહુ દબાય છે મા ? સહેજ થોભ મા. હમણા હવે બંગડી ચઢી ગઈ સમજ. એ તારા હાથમાં કોઇ ઓર દીપી નીકળશે.'

કિશોરીની આંખમાં પાણી આવી જતાં તોય તે બુઢ્ઢાની સરળ નિખાલસ વાત સાંભળીને હસી પડતી. હસતી ત્યારે એના બંને ગાલ ઉપર લાલ રક્તિમાનાં ટપકાં પડતાં હતાં.

ચૂડી પહેરાવી દઇને ચૂડીવાળો છાબડીમાંથી વીણી વીણીને સારાં રમકડાં, ફૂલદાની વગેરે બહાર કાઢવા લાગ્યો.

તે જોઇને કિશોરી બોલી, 'એ બધું મારે નથી જોઇતું.'

હસીને બુઢ્ઢો બોલ્યો, 'તારે ભલે નહિ જોઈએ. તારા છોકરાને આપજે.'

શરમની મારી નખશીખ સંકોચાઇ જઈ કિશોરી નીચું જોઈ રહી.

એની સાસુ ત્યાં આવીને ઊભી હતી. તેણે હસીને કહ્યું, ' વહુ માને કંઇ છોરુછોકરું થયું નથી. એ બધાંની જરૂર નથી. '

ચૂડીવાળો એની છાબડીનું ઢાંકણું ઢાંકી દોરડીથી બાંધતાં બાંધતાં કહેવા લાગ્યો, ' ભલેને કશું નહિ હોય ? મા હજુ તો નાની છોડી જેવી જ છે ને ? મા રમશે. '

કિશોરી વધૂની સાસુ બોલી, ' એ બધાના કેટલા પૈસા ? '

ચૂડીવાળો છાબડી માથે મૂકીને ઊભો થઇ બોલ્યો, ' એ બધું મેં માને એમ જ દઈ દીધું છે. '

સાસુએ કહ્યું, ' અરે ભાઇ ? એવું તે થાય ? એ ચૂડીવાળા, તું જઇશ નહિ. થોભ જરા, હમણાં પૈસા લેતી આવું. '

પણ ચૂડીવાળો તો રસ્તા બહાર નીકળી ગયો ને મનખુશીમાં મરકતો મરકતો બૂમ મારવા લાગ્યો, ' ફેન્સી ચૂડી, કાચની પૂતળી, ર...બ્બરનાં રમકડાં ભાઇ. '

તે દા'ડાથી ચૂડીવાળો બપોરી વેળા રોજ પોળમાં ચૂડી–બંગડી વેચવા આવવા લાગ્યો. ચૂડી કંઇ રોજ જોઇતી વસ્તુ નથી હોતી એટલે એને કોઈ બોલાવતું નહિ. પણ એની બૂમ સાંભળતાં જ પ્રેલી કિશોરી બારી આગળ આવીને ઊભી રહેતી અને ચૂડીવાળો માથા પરની છાબડી બંને હાથે અદ્ધર ઊંચકી લાંબી નજરે બાળાને જોઇ લેતો. બંનેની આંખેઆંખ ભેગી થતાં સલજ્જ સ્મિતના ભીતરમાં થઈને પોતાના એક દિવસના ક્ષણિક પરિચયે જન્માવેલી ગંભીર પ્રીતિના સંપર્કનો બેઉ સ્વીકાર કરી લેતાં.

કિશોરી વધૂની સાસુ હસીને કહેતી, 'કેમ વહુ મા? તારો દીકરો આવ્યો લાગે છે. પાકી દાઢીવાળો ખારસો મઝાનો. દીકરો તારો.'

કિશોરી વધૂ આનંદસ્મિતપૂર્ણ શરમાળુ મોં કરીને બારી આગળથી સરકી જતી.

ચૂડીવાળો વિચાર કરતો કે તે ચૂડી વેચવાનું છોડી દઇને શાકભાજી કે તેલ કેરોસીન વેચવાનો ધંધો માંડે તો રોજ એને એની માને ઘેર જવાનો લહાવો મળે. પરંતુ ચૂડી વેચવા સિવાય તો એને પદ્મકળી જેવી મૂઠી પોતાના બંને હાથમાં દબાવીને હૃદયનો સમસ્ત આનંદ અને સ્નેહની ધારા મુક્ત કરવાનો મોકો ય નહિ મળે. કોક વાર મળવાના લહાવાના ઝાંઝવાની આશામાં ને આશામાં બુઢ્ઢો અલિજાન પેલી કિશોરીની પોળની નજીક જઈ બૂમો પાડી પાછો ફરતો.

થોડા દિવસ પછી પેલી કિશોરીની બારી આગળની નિયમિત હાજરી અચાનક અટકી ગઈ. વૃદ્ધ ચૂડીવાળો બૂમો મારીમારીને નિરાશ થઈ પાછો વળતો. પણ પાછા જતાં એના પગ ઊપડતા નહિ.

ઘણા દિવસ આમ વ્યર્થ બૂમાટા પાડવા છતાં તે બારીએ કિશોરીનું પરિચિત મધુર મુખ દેખાયું નહિ એટલે છેવટે એક દિવસ બુઢ્ઢો અલિજાન સાહસ કરીને એ ઘરના ઓટલા ઉપર ચઢયો ને મોટે સાદે બૂમ મારી, 'મા, ઠાકૂરણુ, ચૂડી લેશો?'

ઘરના અંતરભાગમાંથી કોઇ નારીનો કંઠ સંભળાયો, 'નથી ભાઇ.'

ચૂડીવાળો સ્તબ્ધભાવે ચૂપચૂપ થોડીવાર સુધી ત્યાં ને ત્યાં ઊભો રહ્યો. એ પછી આસ્તે આસ્તે થોડે આગળ જઇ બારણામાં ડોકિયું કરી કુંઠિત કંઠે બોલ્યો, 'મા ઠાકૂરણુ, મા ક્યાં ગઈ?'

ઘરની અંદરથી ફરીવાર પૂર્વવત્ રમણીકંઠ સંભળાયો, 'અહિં નથી ભાઈ.'

હજારો પ્રશ્નો પૂછવાની લાગણી એના દિલમાં ઊભરાઇ જવા લાગી પણ સાહસ કરી શકયો નહિ. તે નીચે ઊતરીને ઢીલે પગે બહાર ચાલ્યો ગયો—તે સાવ લેવાઇ ગયા જેવો બની ગયો. એની ચાલ ધીમી પડી ગઈ. રસ્તે પાછો જતાં 'ચૂડી લ્યો'ની બૂમ મારી શકયો નહિ.

એને જવાબ મળ્યો, 'અહિં નથી ભાઇ.' તો તે કયારે આવવાની એની ભાળે નહિ મળી. રોજ આશા ને ઉમંગભર્યો તે ચૂડીવાળો ગલીને નાકે આવીને ઉચ્ચ કંઠે બૂમ મારતો, 'ફેન્સી ચૂડી, કાચનાં વાસણ ર...બ્બરનાં રમકડાં જોઇએ ભાઇ.' એક વાર, બે વાર, ત્રણ વાર! પછી પેલી ઉજ્જડ બારી તરફ ભરીભરી નજરે નિહાળીને દીર્ઘ નિશ્વાસ નાખી તે પાછો વળી જતો. બીજે દિવસે પાછો આવતો.

આ રીતે કેટલા મહિના પસાર થઈ ગયા! પૂજા આવી. આજે ઘેરઘેર ચૂડી ખરીદવા ધૂમ મચી પડી—સધવા, કુમારી, તરુણ, બાલિકા દરેક મનપસંદ ચૂડી ખરીદવા મંડી પડી છે. ચૂડીવાળો એમની મૂઠી હાથમાં લઇને એક પછી એક ચૂડી પહેરાવ્યે જાય છે. પણ એનું મન જરા ય હરખાતું નથી. એની માના હાથ જેવા નાજુક હાથ કોઇના નહોતા, એના જેવી નરમ મુઠી કોઇની નહોતી. એના જેવું મધુર હાસ્ય, રતુમડું મોં ને મીઠી બોલી કોઈની નહોતી.

આશા રાખતો રાખતો બુઠ્ઠો ફરી વાર એક દિવસે તે બાળાના ઘર નજીક જઇને આમતેમ આંટાફેરા કરતો પોકારવા લાગ્યો, 'ફેન્સી ચૂડી, કાચનાં વાસણ, ર...બ્બરનાં રમકડાં જોઇએ તો.' પણ કોઇએ જવાબ આપ્યો નહિ. 'ઓ ચૂડીવાળા, ચૂડીવાળા, આ ઘરમાં

આવ.' એમ કહીને કોઇએ એને બારીમાંથી બોલાવ્યો નહિ. તે બારી યથાવત્ શૂન્ય નિરાનંદ પડી હતી. પછી ધીમે રહીને થોડાં ડગલાં આગળ જ બારણાની છેક અંદર જઈ એણે બૂમ મારી, 'ચૂડી લઇશ, મા ઠાકૂરણ ?'

ઘરની કોઈ નોકરડીએ ચિડાઇને કાતિલ સ્વરે જવાબ આપ્યો, 'ના ભાઇ ના, સો દા'ડા તને કહ્યું જે અહિં ચૂડી જોઇતી નથી તો ય કેમ પેટ બાળવા આવે છે અહિં, કહે જોઉં ? જરૂર પડશે તો રસ્તેથી બોલાવીશું તને.'

ભય અને શરમનો માર્યો ચૂડીવાળો હેબતાઇને અડધો થઈ ગયો. પોતાને ચોરની માફક ચૂપચૂપ પાછા ફરવું પડવાનું એવો એ ખ્યાલ કરતો હતો તેવામાં પેલી કિશોરી વધૂની સાસુ ઓરડામાંથી બહાર નીકળી. એને જોઇને લગીર થડકીને ચૂડીવાલો બોલી ઊઠ્યો, 'મા ઠાકૂરણ, મા મારી હજી અહિં પાછી નથી આવી ?'

મ્લાન ચહેરે ને ઉદાસ ભાવે ડીવાળા તરફ જોઇને સાસુ બોલી, 'આવી છે.'

સાભળીને ડીવાળો હસી ઊઠયો ને આનંદ ગદ્‌ગદ્ સૂરે બોલ્યો, 'મા ઠાકૂરણ, એકવાર મને એને જોવા દો ને ? માને મેં કેટલા વખતથી જોઇ નથી—જોવા આવું છું, આવું છું ને પાછો જાઉં છું. જોઈ શકયો નથી.'

સાસુ થોડી વાર સ્તબ્ધ બનીને ઊભી રહી. જોતજોતામાં તો એની આંખમાંથી ઝરઝર ઝરઝર આંસુ ટપકી પડયાં. આંસુ લૂછીને શાંત સ્વરે એણે કહ્યું, 'ના ભાઈ, એની સાથે હવે મેળાપ થશે નહિ.'

વૃદ્ધનું આનંદપ્રદીપ્ત મુખ સાંભળતાંવેંત જાણે નિસ્તેજ થઇને ઓલવાઇ ગયું. વ્યથિત, આંસુભરી આંખે તેણે વધૂની સાસુ તરફ જોયું અને હતાશ થયેલે ચહેરે પાછા જવા માટે એના અનિચ્છુક

ઢીલા પગ ઉપાડયા. આ પૂજાના તહેવારોમાં બજારમાં જઈને એ પોતે સારામાં સારી બંગડીઓ કિશોરી વધૂ માટે લઈ આવ્યો હતો. અને વિચાર કરતો હતો કે એની સુંદરી મા ઠાકૂરણને પોતાને હાથે બંગડી પહેરાવશે. પણ જ્યાં સ્નેહ કરવાનો અધિકાર હોય પણ સ્નેહના પાત્રને પામવાનો અધિકાર નથી હોતો ત્યાં તે શી રીતે પોતાનો દાવો આગળ કરી શકવાનો હતો? કિશોરી વધૂ જો પોતાની વહાલી દુહિતા હોત તો એની સાસુ એને આ રીતે હતાશ કરીને પાછો કાઢી શકત? દીર્ઘ નિશ્વાસ નાખી વૃદ્ધે આંખમાંથી પડતાં આંસુને ખભા ઉપર લટકતા ટુવાલથી લૂછ્યાં. આંગણાના છેવાડા સુધી જઈને બુઢ્ઢો અલિજાન અટકી ગયો. થોડીવાર દિઙ્મૂઢ ભાવે ઊભો રહ્યો. માથું ફેરવી એણે પાછું જોયું. એ પછી એ ધીમી ગતિએ શેરીના રસ્તા ઉપર જઈ પહોંચ્યો.

ચૂડીવાળાએ જોયું કે વધૂની સાસુ ઊભી હતી ત્યાં જ ઊભી રહી ગઈ હતી. ચૂડીવાળાએ છેટેથી બે હાથ જોડીને કહ્યું, 'મા ઠાકૂરણ, મૂઈ ચૂડી. એ વેચવા હું આવ્યો નથી. એક વાર માનું મોં દેખાડો ને?' એ કહેતાં કહેતાં વૃદ્ધની આંખમાંથી વેદનાભર્યાં આંસુ ટપટપ ટપકી પડયાં.

પોતાની વધૂને રસ્તે જતા ફેરીવાળા સામે બહાર આણવામાં પોતાને જે વાંધો હતો તે ચૂડીવાળાએ પોતાના અશ્રુ પ્રવાહથી ધોઈ નાખ્યો. એના આંસુએ સાસુને સિદ્ધ કરી બતાવ્યું કે એ વૃદ્ધ મુસલમાન ચૂડીવાળાના જીવને પોતાની પુત્રવધૂ કેટલી નિકટસંપર્કવતી હતી! સાસુએ પોતાની આખનાં પાંપણોમાં વળગી રહેલાં અશ્રુબિંદુને છેડાવતી લૂછીને નોકરડીને બોલાવી, 'મોક્ષદા, વહુમાને અહિં બોલાવી મોકલ.'

કિશોરી વધૂ ધીમે પગલે સંકુચિત, કરુણ ચાલે બહાર આવીને ચૂડીવાળાની સન્મુખ ઊભી રહી. ચૂડીવાળાનું મોં ઝગી ઊઠયું. આનંદદીપ્ત મુખે હસીને એણે છાબડીમાં રાખેલ કાગળના પડીકામાંથી

વિચિત્ર રંગની ચૂડીઓ બહાર કાઢી. પછી બોલી ઊઠ્યો, 'મા, લે. તારે માટે હું વિલાતી ચૂડી લઇ આવ્યો છું.'

સ્મિતમુખે હાથ લાંબા કરીને વધૂના હાથમાં ચૂડી પહેરાવવા જતાં ચૂડીવાળાએ જોયું કે વધૂના હાથ ખાલીખમ હતા! એના લાલ હાથમાં વિરાજતી આટઆટલા શંખની લાલ બંગડીઓ એણે ભાંગીને ફેંકી દીધી હતી. સેંથામાં સિંદૂરની રેખા ક્યાં અલોપ થઇ ગઇ હતી! માથા ઉપર શોભતી સાડીની લાલ કોર ઊડી ગઇ હતી! પગની પાનીએ લાલ રંગની ઝીંક નહોતી, હોઠમાં પાન નહોતું, નાકે નથ નહોતી ને કાનના પેલાં સુંદર લોલક ક્યાં! ચહેરા ઉપરની એની ભુવનમોહન સ્મિતફૂવારી નહોતી. એક ધોળું બરછટ થાનનું કપડું એના સ્ફટિક શા ચારુ દેહને આવરી લેતું મૂર્છિતભાવે વિંટળાઈ રહ્યું હતું. એ આનંદમૂર્તિને શોકમૂર્તિમાં ફેરવાઇ ગયેલી. જોઇને ચૂડીવાળો હાથમાંની બંગડીઓ ભોંય ઉપર પછાડી દઈ ચિત્કાર કરી ઊઠ્યો, 'ઓ મા, તું આવી કેમ થઈ ગઇ? તારા પહેલાં હું અભાગિયો કેમ મૂંઓ નહિ?'

કિશોરી મસ્તક નમાવી ધીમે ધીમે ત્યાંથી અંદર સરકી ગઇ. એની સાસુ પણ વિષણ્ણ વદને આંખ લૂછતી લૂછતી અંદર જતી રહી. અને હૈયાફૂટ્યો બુઢ્ઢો પોતાના દુર્બલ કંપિત હાથે છાબડી માથે લઇને ધીરે આસ્તે આંગણા પાર થઇને બહાર ચાલ્યો ગયો.

**ચારુચંદ્ર બંદોપાધ્યાય.**



# યુગધર્મ ગ્રંથમાળા

## બીજે વર્ષે

બીજા વર્ષના લેખકોનાં નામ જ આપને યુગધર્મના ગ્રાહક બનવાનું પૂરતું આકર્ષણ છે.

●

૧ શ્રી પન્નાલાલ પટેલ (વાર્તાસંગ્રહ)
૨ શ્રી ધૂમકેતુ (નવલકથા)
૩ પીતાંબર પટેલ (નવલકથા)
૪ રમણલાલ સોની (નવલકથા)

●

— યુગધર્મ —

અમદાવાદ ૩૨/૩ ભૂતાનિવાસ
૨૫૭૪, ભદ્ર માટુંગા
જી. આઈ. પી.

★

પહેલા વરસનાં પ્રકાશનો

૧ એશિયાના ભીતરમાં
૨ લીઝા
૩ જીવનનાં વહેણો
૪ માનવતાનાં મૂલ

વાર્ષિક લવાજમ

૫-૦-૦

હજાર ઉપરાંત પાના વાંચન.

★